# હળપતિ-મુક્તિ

[ હાળી પ્રથા અને મુક્તિદાનની હિલચાલ ]

લેખક
જુગતરામ દવે




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# હળપતિ-મુક્તિ

[ હાળી પ્રથા અને મુક્તિદાનની હિલચાલ ]

લેખક

**જુગતરામ દવે**

પ્રસ્તાવના

**નરહરિ પરીખ**




**નવજીવન પ્રકાશન મંદિર**

**અમદાવાદ**

અર્પણ

બારડોલીના ખેડૂતોમાં
જે કંઈ સારું છે તે સર્વના
પ્રતિનિધિ

**શ્રી મોરારભાઈ કસનજી પટેલને**

# વિષયસૂચિ

# પ્રાસ્તાવિક

ગાંધીજીની અને સરદારશ્રીની ગુજરાતના એક ઠીક ઠીક વિશાળ પ્રદેશમાં હાળીપ્રથા જેવી ગુલામીનાં તત્ત્વોવાળી પ્રથા આજે પણ ચાલુ છે, એ જાણી એ પ્રદેશ બહારના ગુજરાતીઓને આશ્ચર્ય થાય એવું છે. ૧૯૨૧-૨૨માં સ્વરાજ્યની લડત માટે બારડોલી તાલુકાને પસંદ કરવામાં આવ્યો અને ગાંધીજીએ બારડોલીમાં પોતાનું થાણું નાખ્યું, ત્યારે તેમને પણ આ પ્રથા વિષે જાણીને આશ્ચર્ય થયું હતું, અને જ્યાં સુધી બારડોલી તાલુકાના ખેડૂતો પોતાના દિલમાંથી અસ્પૃશ્યતા કાઢી ન નાખે અને પોતાના હાળીઓ — જેઓ દૂબળાને નામે ઓળખાતા — તેમને ન્યાય ન આપે ત્યાં સુધી સ્વરાજ્યની લડત આપવાને તેઓ લાયક ગણાય નહીં, એવું તેમણે જાહેર કર્યું હતું. તાલુકાના આગેવાન કાર્યકર્તાઓએ બને તેટલાં વહેલાં આ બન્ને કામ પાર પાડવાનું માથે લીધું હતું. છેવટે તા. ૨૬–૧–૧૯૩૯ના સ્વાતંત્ર્ય દિને બારડોલી તાલુકાના ખેડૂતોએ જાહેર સભામાં એકઠા થઈ હાળીપ્રથા નાબૂદ કરવાનો ઠરાવ કર્યો અને પૂ. ગાંધીજીના આશીર્વાદ મેળવ્યા.

આ ઠરાવ થયા પછી હાળીપ્રથા ઠીક ઠીક પ્રમાણમાં ઢીલી પડી ગઈ છે. છતાં પોતાના રોજના કામકાજની ઢબમાં ફેરફાર કરવાની બાબતમાં જૂની ટેવના જોરને કારણે આપણામાં એટલી બધી શિથિલતા રહે છે કે, નવા માર્ગમાં અનેક લાભો રહેલા હોય તો પણ તે માર્ગ સ્વીકારવાનું આપણને આકરું લાગે છે. તેથી જ આ પ્રથાથી ટેવાયેલા ખેડૂતો વળી વળીને આ પ્રથાને વળગી રહેવા તરફ પ્રેરાયેલા જોવામાં આવે છે. જુગતરામભાઈએ આ પત્રિકામાં આ પ્રથાનાં નૈતિક તેમ જ આર્થિક નુકસાનો બહુ જ વિગતવાર અને સ્પષ્ટ રીતે બતાવ્યાં છે. એ આટલાં બધાં વાસ્તવિક હોવા છતાં આ

પ્રથાનો ભોગ થઈ પડેલા મોટા ભાગના ખેડૂતોને તો આ પ્રથા ચાલુ રહે એમાં જ જાણે પોતાનું કલ્યાણ હોય એમ દેખાય છે. કેટલાક તો એવું પણ માનતા જોવામાં આવે છે કે જો હાળીઓને—હળપતિઓને ખેડૂતોનો આશ્રય ન હોય તો તેઓ બિચારા ભૂખે જ મરી જાય. માણસની વૃત્તિ કેવી વિચિત્ર છે કે, એ પોતાનો સ્વાર્થ સાધતો હોય ત્યારે પણ જાણે પરોપકાર કરતો હોય એમ માને છે. અલબત્ત આ પ્રકરણમાં ખેડૂતનો સ્વાર્થ તદ્દન ટૂંકી બુદ્ધિનો છે. ખેડૂત અને હાળી બે એકઠા મળીને ખેતીનું કામ કરે છે. એ આખા કામમાં વધારે સંભવિત એ છે કે, હાળીની મજૂરીનું પ્રમાણ વધારે હોય. છતાં બન્નેની સહકારી મહેનતથી ઉત્પન્ન થયેલા ફળમાંથી બહુ મોટો હિસ્સો ખેડૂતને મળે છે અને બહુ જ ઓછો હિસ્સો હાળીને મળે છે. આમ બે વચ્ચેના વ્યવહારમાં ખેડૂત વધારે લાભ ઉઠાવી જાય છે, એટલો ખેડૂતનો સ્વાર્થ ખરો. બાકી આ આખા વ્યવહારને વિશાળ દૃષ્ટિથી જોઈએ તો આખો વ્યવહાર જ બહુ દૂષિત અને નુકસાનકારક છે. હાળી પ્રથાના મૂળમાં રહેલાં અનિષ્ટ તત્ત્વોને લીધે ખેડૂત અને હાળીની સહકારી મજૂરીથી જેટલું ઉત્પન્ન થવું જોઈએ તે કરતાં ઘણું ઓછું ઉત્પન્ન થાય છે. આટલા ઓછા ઉત્પાદન છતાં ખેડૂત ટકી શકે છે તેનું કારણ એટલું જ છે કે, પોતાના સહકારી હાળીને એક માણસ તરીકે જીવન વ્યતીત કરવા જેટલું મળવું જોઈએ તે કરતાં ઘણું ઓછું મળે છે અને તે જાનવર કરતાં પણ નપાવટ જીવન ગાળે છે. મારે અહીં કહેવું જોઈએ કે, આ પ્રદેશના ખેડૂતનું જીવન-ધોરણ પણ કાંઈ ઊંચું છે એમ નથી. રખે કોઈ એમ માને કે, આ ખેડૂતો મોટા જમીનદારો છે અને બહુ શ્રીમંત છે. આ આખી પ્રથામાં નૈતિક બગાડ ઉપરાંત આર્થિક બગાડ એટલો બધો રહેલો છે કે, હાળીને આટલો અન્યાય કરતાં છતાં ખેડૂતનું આર્થિક જીવન-ધોરણ ઊંચું આવી શકે જ નહીં. આ પ્રદેશના કેટલાક ખેડૂત કુટુંબોમાં કંઈ પણ ઊજળામણ દેખાતી હોય તો તે આફ્રિકા વગેરે પરદેશથી આવેલા પૈસાને લીધે અને બહારગામ વેપાર અથવા નોકરીમાંથી આવેલા પૈસાને લીધે જ છે.

જુગતરામભાઈએ આ પ્રથાના સ્વરૂપનું તથા તેમાં રહેલાં અનિષ્ટોનું બહુ વિગતવાર વર્ણન આ પત્રિકામાં કરેલું છે. આ પ્રથા નાબૂદ કર્યા સિવાય છૂટકો જ નથી, તે એમણે બહુ સચોટ રીતે બતાવ્યું છે. તે માટે સરકારે તેમ જ લોકસેવકોએ શું શું કરવું જોઈએ, તે સંબંધી સૂચનો પણ તેમણે કરેલાં છે. એટલે એ વિષે મારે કશું જ વિશેષ લખવાપણું રહેતું નથી. છતાં, આ પ્રથા વત્તાઓછા પ્રમાણમાં અત્યારે હસ્તીમાં છે ત્યારે, અને આ પ્રથા નાબૂદ થાય ત્યાર પછી પણ, આ પ્રદેશની જનસંખ્યાને કારણે — ખાસ કરીને હાળીઓની વધારે પડતી જનસંખ્યાને કારણે — એક મોટી આર્થિક સમસ્યા આ પ્રદેશ આગળ પડેલી છે, તેનો સહેજ ઉલ્લેખ અહીં કરીશ. આ પ્રદેશમાં જમીનના માલિક એવા ખેડૂતો પોતાની જમીન ઉપર જાતે કામ કરે તો એમને જેટલા મજૂરો જોઈએ તે કરતાં હળપતિઓની સંખ્યા ઘણી વધારે છે. આજે આ હળપતિઓની મજૂરી બહુ સસ્તામાં મળતી હોઈ ઘણા ખેડૂતો પોતે જાતે કરી શકે એવાં કેટલાંયે કામો જાતે કરતા નથી. વળી હળપતિ પાસેથી પણ એક સારા મજૂર પાસેથી દિવસને છેડે મળવું જોઈએ, તેટલું કામ મળતું નથી. ખેડૂતનું તેમ જ હાળીનું જીવનધોરણ ઊંચું લાવવામાં માનવશક્તિનો આ ઓછો ઉપયોગ અથવા બગાડ એ ભારે અંતરાય-રૂપ છે. હવે સરકારની દરમ્યાનગીરીથી અથવા તો હળપતિઓમાં આવેલી જાગૃતિથી હળપતિઓની મજૂરીના દર વધે તે વખતે ડાહ્યો ખેડૂત તો આજે બે હળપતિઓને કામે બોલાવતો હશે તે જરૂર એકને બોલાવશે. કેટલાંક કામો એ જાતે કરતો થઈ જશે અને હળપતિ પાસેથી પણ આજે મળે છે તે કરતાં જરૂર વધારે કામ મળશે. પરિણામે હળપતિઓ મોટી સંખ્યામાં બેકાર પડશે. હળપતિઓમાં આવેલી જાગૃતિને કારણે અથવા તો તેમના મજૂરીના દરમાં થયેલા વધારાના કારણે હળપતિઓની સ્થિતિ આજે છે તે કરતાં પણ જાણે બગડી હોય એવો ભ્રમભરેલો દેખાવ તે વખતે થશે. એટલે લોકસેવકોએ પાણી આવે તે પહેલાં પાળ બાંધી લેવી જોઈએ. પાળ એ બાંધવાની છે કે, હળપતિ કોમમાં કેળવણીનો ફેલાવો કરી તેઓને જેમાંથી

આજીવિકા મળી રહે એવા નાના નાના ગ્રામઉદ્યોગો તેમને શિખવાડવા જોઈએ. આ પત્રિકામાં જુગતરામભાઈએ એ વિષે સૂચના કરી જ છે. આ વીસમી સદીમાં અને સ્વરાજ વિષેની જાગૃતિવાળા આ પ્રદેશમાં આવી હાળીપ્રથા આજે ટકી રહી છે તેનું મુખ્ય કારણ જ એ છે કે, આજે હળપાતઓ પાસે ખેતીની મજૂરી સિવાય બીજો કોઈ ઉદ્યોગધંધો નથી. આજે જ જો આ પ્રદેશમાં થોડાંક કારખાનાં કે મિલો ઊભાં થાય તો આ હાળીપ્રથા ઘડીના છઠ્ઠા ભાગમાં ઊડી જાય. કારણ ખેતીની મજૂરી છોડી હળપતિઓ તેમાં ટપોટપ કામ કરવા દોડી જાય. પણ એમ થાય તેમાં નથી હળપતિઓનું શ્રેય કે નથી ખેડૂતોનું શ્રેય. કારણ આવાં કારખાનાં ખેતીના મજૂરોની તાણ ઊભી કરવાનાં અને ખેતીની ખિલવણીમાં અંતરાયરૂપ થવાનાં.

એક તરફથી હું કહું છું, કે ખેતીની મજૂરી માટે જોઈએ તે કરતાં હળપતિઓની સંખ્યા વધારે છે અને બીજી તરફથી કહું છું કે, કારખાનાં ખેતીના મજૂરોની તાણ ઊભી કરશે. એટલે મારી વાત પરસ્પરવિરોધી દેખાય એવી છે. પણ ઊંડા ઊતરીને જોઈએ તો એમાં વિરોધ જેવું કશું નથી. ખેતીમાં એવું હોય છે કે વરસમાં એક કે બે વાર એની જ્યારે મોસમ આવે ત્યારે એકદમ ઘણા મજૂરોની જરૂર પડે છે. તે વખતે જો મજૂરોની તાણ પડે તો આખું વરસ બગડે. જ્યારે ખેડૂતોની અને ખેતીના મજૂરોની બેકારીની વાત કરવામાં આવે છે ત્યારે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે તેમની બેકારી વરસમાં અમુક વખતની બેકારી હોય છે. મોસમ વખતે તો બધા જ માણસો બાર બાર ચૌદ ચૌદ કલાક કામ કરે છતાં માણસો ઓછા પડે છે. પણ આવી મોસમો વરસમાં બે વાર પંદર દિવસથી એક એક મહિનાની આવે છે. બાકીના વખતમાં પણ બેકારી હોય છે, પણ તે આખા દિવસની બેકારી નહીં પણ અર્ધા દિવસની, પોણા દિવસની એવી હોય છે. તેથી જ ખેડૂતો અને ખેતીના મજૂરો માટે ખાદી અને ગ્રામઉદ્યોગોની હિમાયત કરવામાં આવે છે. આ ઉદ્યોગો દિવસમાં નવરાશ મળે ત્યારે કરી શકાય છે અને ખેતીની મોસમ વખતે એ ઉદ્યોગો બિલકુલ ઊંચા મૂકી ખેતીના કામમાં પણ લાગી જઈ શકાય છે. ખેતીની

મોસમમાં ગામમાંથી વણકર, ચમાર, કુંભાર, સુથાર, લુહાર બધા જ પોતપોતાના ધંધા એટલા વખત માટે સ્થગિત કરી ખેતીની મજૂરીએ લાગે છે. તેથી જ ખેતીની સાથે બિલકુલ સંબંધ છોડાવી દેનારાં કારખાનાં ખેતીને મારક થઈ પડે, જ્યારે ખાદી અને બીજા ગ્રામ-ઉદ્યોગો ફાજલ વખતમાં મજૂરી પૂરી પાડવા ઉપરાંત ખેતીને પોષક રહે. કેવળ હળપતિઓને જ નહીં પણ ખેડૂતોને પણ અત્યારની સ્થિતિમાંથી ઊંચે આવવા માટે આવા ઉદ્યોગો તરફ વળવાની જરૂર છે.

બીજું, હાળીપ્રથાવાળા પ્રદેશમાંથી મોટા ભાગમાં કેવળ આકાશિયા ખેતી એટલે વરસાદના પાણી ઉપર આધાર રાખનારી ખેતી જ થાય છે. આમાં પણ વસ્તીને પૂરતું કામ મળતું નથી. એટલે નહેરના પાણીની વ્યવસ્થા ન થઈ શકે એમ હોય તો ખૂબ મોટી સંખ્યામાં કૂવા ખોદાવીને પીતની ખેતીની વ્યવસ્થા થવાની જરૂર છે. આ માટે સહકારી મંડળીઓ રચીને પૂરતી મૂડી ઊભી કરી શકાય.

ટૂંકમાં, ખેતીમાં સુધારા કરીને તથા તેને પોષક ગ્રામઉદ્યોગો દાખલ કરીને ઉત્પાદન વધારવામાં આવે તો જ હળપતિઓનું તેમ જ ખેડૂતોનું જીવનધોરણ ઊંચું લાવી શકાય. સુધારાનો આ આખો કાર્યક્રમ મૂડીદારી પદ્ધતિએ નહીં પણ પરસ્પર સહકારને ધોરણે અને આર્થિક ન્યાયને ધોરણે કરવામાં આવે તો હાળીપ્રથાને માટે અવકાશ જ રહેતો નથી. તે માટે હળપતિઓમાં તેમ જ ખેડૂતોમાં ખરી કેળવણીનો ફેલાવો કરી સાચી દિશામાં જાગૃતિ આણવાની જરૂર છે. પણ આ હાળીપ્રથા એટલા લાંબા વખતથી આ પ્રદેશમાં જડ ઘાલી બેઠી છે અને ખેડૂતોને એની એવી ખોટી આદત પડી ગઈ છે કે તેને નાબૂદ કરવા માટેના સુધારાનું કામ મંદ વેગે અથવા મોળી મોળી રીતે ચલાવવાથી હેતુ સરે એમ લાગતું નથી. આ પ્રથામાં રહેલા અમાનુષીપણાની તેમ જ અન્યાયની સામે લોકસેવકોએ સખત ઝુંબેશ ઉઠાવવી જ પડશે અને ખેડૂતોનાં તેમ જ હળપતિઓનાં ચેતનારહિત થઈ ગયેલાં દિલને જાગ્રત કરવા તેમને વીજળીના આંચકા પણ આપવા પડશે. વારંવાર સમજાવ્યા છતાં ન્યાયની રાહે ચાલવાની જેઓ આનાકાની કરે તેમની વિરુદ્ધ લોકમત જાગ્રત કરવા ચળવળ પણ

ચલાવવી પડશે. અત્યાર સુધીમાં લોકોના આત્માને જાગ્રત કરવાની દિશામાં લોકસેવકો તરફથી આ પ્રદેશમાં ઠીક ઠીક કામ થયું છે. એ કામને વ્યવસ્થિત અને વ્યાપક સ્વરૂપ આપવા માટે સરકારના કાયદાની મદદ આવકારલાયક થઈ પડે એમ છે, જોકે ગમે તેવા કાયદા થાય તો પણ કેળવણીની જરૂર તો રહેવાની જ.

બારડોલી તાલુકાના વતની એવા કેટલાક જૂના કાર્યકર્તાઓને હળપતિઓમાં જાગૃતિ આણવાની લોકસેવકોની પ્રવૃત્તિમાં વર્ગવિગ્રહની ગંધ આવે છે. કોઈ પણ રીતે વર્ગવિગ્રહ પેદા થાય એવી રીતે નહીં, પણ માનવતા અને ન્યાયની સ્થાપનાની ખાતર સત્ય અને અહિંસાને રસ્તે જ આ પ્રવૃત્તિ ચલાવવી જોઈએ, એ વસ્તુ પોતાની પત્રિકામાં જુગતરામભાઈએ સ્પષ્ટ કરી છે. હકીકત તો એ છે કે આમાં વર્ગવિગ્રહ જેવું કશું છે જ નહીં. આ પ્રદેશના ખેડૂતો એ કાંઈ નવરા પડ્યા રહી બેઠી આવક ખાનારા જમીનદારો નથી. તેઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં જાતે મજૂરી કરનારા જ છે. અત્યારે તેઓ પોતાના હાળીઓને ન્યાયી કરતાં ઓછી મજૂરી આપે છે તો તેઓ તેમની પાસેથી કામ પણ ઓછું જ લઈ શકે છે. મારી માન્યતા — અને એ માન્યતા આ પ્રદેશના ખેડૂતોની આર્થિક સ્થિતિની વિગતવાર અને ચોક્કસ તપાસને આધારે બંધાયેલી છે — તો એવી છે કે હાળીપ્રથા અહીંની ખેતી ઉપર એક મોટા બોજા સમાન છે અને એ જાય એમાં જ હળપતિઓની સાથે ખેડૂતોનું પણ કલ્યાણ છે અને આખા પ્રદેશની ખેતીના સુધારની આશા છે.

**નરહરિ પરીખ**

# લેખકની ભાવના

સિંધનેતા દેશભક્ત જયરામદાસ દોલતરામ સરદારના પરમ સ્નેહી હોઈ ગુજરાતમાં ચાલતા રચનાત્મક કાર્યના અને ખાસ કરીને આશ્રમસંસ્થાઓના પ્રેમી છે. જ્યારે જ્યારે તેઓ મહાસભા કારોબારીના સભ્ય તરીકે બારડોલી આવતા ત્યારે ત્યારે થોડા દિવસ નવરાશ કાઢી વેડછી આશ્રમમાં ડૂબકી મારી જવી એવો તેમનો નિયમ થઈ ગયો હતો. અહીં અમારી સાથે રહી તેઓ અમારી સર્વ પ્રવૃત્તિઓની ઝીણામાં ઝીણી વિગતોમાં સહાનુભૂતિથી ઊંડા ઊતરતા.

તેમાં આ તાલુકામાં થયેલી હળપતિ મુક્તિની હિલચાલ વિષે જ્યારે તેમણે જાણ્યું ત્યારે તેની તેમના ઉપર ઘણી જ ઊંડી છાપ પડી. એક જમાનાજૂનો અન્યાય શુદ્ધ ગાંધીપદ્ધતિએ સાફ કરવાનો આ એક અપૂર્વ પ્રયત્ન છે એમ તેમને લાગ્યું. તેમણે દિલગીરી દર્શાવી કે સરદારને હાથે થયેલી આ અહિંસક ક્રાંતિની હિલચાલ વિષે દેશમાં લોકો ઘણું જ ઓછું જાણે છે. એ હિલચાલ સાથે જોડાયેલા એક કાર્યકર્તા તરીકે મારે તે લિપિબદ્ધ કરવી જોઈએ એવી તેઓએ આગ્રહભરી સૂચના કરી.

ત્યાર પછી પાંચ સાત વર્ષ પસાર થઈ ગયાં. હમણાં મુંબઈ પ્રાંતમાં કોંગ્રેસી રાજ્ય આવ્યું છે અને તેમાં મજૂરોને લગતું ખાતું મજૂરોના આજીવન સેવક અને અમદાવાદના પ્રખ્યાત મજૂર મહાજનના મંત્રી શ્રી લાલા ગુલઝારીલાલ નંદા પાસે આવ્યું છે. આજે તો તેમની પાસે મોટે ભાગે કારખાનાંઓના શહેરી મજૂરોનું જ કામ છે, પરંતુ તેઓ સમજે છે કે ખેતી-મજૂરોની સંભાળ પણ કુદરતી રીતે તેમણે જ લેવી રહી. તેઓ સુરત જિલ્લાની હાળી પ્રથામાં ઊંડા ઊતરવા લાગ્યા છે, અને મારા જેવાની પાસે માહિતીની આશા કરે એ સ્વાભાવિક છે.

આ બંને માગણીઓને સંતોષવા ખાતર આ પુસ્તિકા લખવામાં આવી છે.

*　　　　*　　　　*

બારડોલી એ છેલ્લાં ૨૨ વર્ષથી મારી વરેલી સેવાભૂમિ છે, અને બીજી જન્મભૂમિ જ બની ગઈ છે. તેની કીર્તિ સાંભળી મને અભિમાન ચડે છે, અને નિંદા સાંભળીને લોહી બળે છે. તેની સરળ હૃદયની અને ગાંધીભક્ત ખેડૂત પ્રજા પર હું મુગ્ધ છું. તેનામાં સરળતાની સાથે દેશવિદેશ ખેડવાની સાહસિકતા ભળેલી છે. એક ભક્ત પ્રજામાં જ પાકી શકે એવા ત્યાગબળવાળા સુપુત્રો તેણે જન્માવ્યા છે, જેઓ પોતાની માલમિલકતોનાં બલિદાન હસતે મુખે આપી શકે છે, અને છતાં જાણતા પણ નથી કે પોતે કંઈ ભારે કામ કરી નાખ્યું છે. આવી પ્રજા સાથે એક સેવક તરીકે મારું ભાગ્ય સાંધી આપવા માટે હું પરમાત્માનો ઉપકાર માનું છું.

બારડોલીની ગુણિયલ પ્રજા ખેતીવાડી અને ધનસાધનમાં સુખી થાય એ મને પ્રિય છે. પણ એ સુખને ભોગે પણ તે દેશની આઝાદીની લડતમાં સદા આગળ ને આગળ રહે એ મને વધારે પ્રિય છે. એના કરતાં વળી મને વધારે પ્રિય એ છે કે તે ખાદી, ગ્રામઉદ્યોગો, નયી તાલીમ આદિને શ્રદ્ધાપૂર્વક સ્વીકારે — ધનના ઝાકઝમાળના મોહમાં બીજી દુનિયાની સાથે ન ખેંચાતાં 'ગોકુળિયું રૂડું ગામડિયું' — એ આદર્શમાં રાચનારી થાય. પરંતુ મારા આત્માને સર્વ પ્રિયોમાં પણ અધિકતમ પ્રિય એવું તો એ છે કે બારડોલીની પ્રજા ધર્મબુદ્ધિમાં, સૂક્ષ્મ ન્યાયબુદ્ધિમાં સત્ય અને અહિંસાના નિર્મળ પાલનમાં પ્રીતિ ધરાવતી થાય. તેથી જ જમાનાઓથી ચાલતી આવેલી કુપ્રથાને લીધે પશુથીયે બેદ દશાને પામેલા દૂબળાને હળપતિપદ પર આરૂઢ કરવાનો પોતાનો ધર્મ તે ઉદારતાથી બજાવે એ જોવા મારો આત્મા તલસી રહ્યો છે.

સ્વરાજ આશ્રમ　　　　　　　　　　**જુગતરામ દવે**
**વેડછી**

# હળપતિ-મુક્તિ

## ૧. હળપતિઓ અને તેમની વસ્તી

સુરત જિલ્લો, તેને અડીને આવેલાં દેશી રાજ્યો તથા ભરૂચ જિલ્લાના કેટલાક ભાગોમાં હાળી પ્રથાને નામે ઓળખાતી ખેતી-મજૂરીની એક ગુલામીને મળતી પ્રથા જૂના વખતથી ચાલી આવી છે.

તે રીતે મજૂરી કરતો મજૂર હાળી, દૂબળો, નરડો, એવાં તુચ્છકારવાચક નામોથી ઓળખાય છે. તેનો માલિક 'ધણિયામો' કહેવાય છે.

હાળીઓ મોટે ભાગે તળાવિયા દૂબળાને નામે ઓળખાતી એક પછાત જ્ઞાતિના હોય છે, ને ગુજરાતના બીજા ભાગોમાં વસતી વાઘરી જાતિને મળતી એક જ્ઞાતિ છે. શાહુકારોના શોષણથી જમીનો ખોઈ બેઠેલી રાનીપરજ વસ્તીનો કેટલોક ભાગ પણ એ પ્રથામાં ખેંચાયો છે.

ધણિયામાઓ પાટીદાર, કોળી, અનાવિલ, વોરા મુસલમાન વિ. ઉજળિયાત ખેડૂતો છે.

સુરત જીલ્લાનું દરેક ગામડું બે સ્પષ્ટ વિભાગોમાં વહેંચાયેલું છે— એક તો મુખ્ય ગામ, જેમાં ઉજળિયાત ખેડૂતો વસે છે અને બીજો દૂબળવાડો, જેમાં હાળી પ્રથામાં બંધાયેલા દૂબળાઓ વસે છે.

દૂબળાઓના વાસ અપવાદ સિવાય અત્યંત કંગાલ, ગંદા, સાંકડા અને ચોમાસામાં પાણીથી ઘેરાઈ જાય એવી ખાડાવાળી જમીનોમાં હોય છે.

તેમની ઝૂંપડીઓ બાંધવા માટે સાગટી વિ. મજબૂત સાધનો એમને મળતાં ન હોવાથી તે વગડામાંથી કાપી આણેલાં વડ,

ઉમરડા જેવાં ઝાડનાં ઠૂંઠાં અને કપાસની કરાંઠી જેવી વસ્તુઓમાંથી બનાવેલી હોય છે અને દેખાવે તેમ જ અગવડોમાં :દરિદ્રતાના ધામરૂપ છે.

દરેક ખેડૂત સામાન્ય રીતે એક હાળીનો માલિક હોય છે. વધારે જમીન વાળાઓને ત્યાં બે ચાર હાળીઓ પણ રાખેલા હોય છે.

સામાન્ય રીતે ખેડૂતો અને દૂબળાઓની વસ્તી દરેક ગામમાં સમસમાન હોય છે. પણ બહોળી જમીનવાળાં ગામોમાં દૂબળાઓનું સંખ્યાપ્રમાણ વધારે પણ હોય છે.

હળપતિઓની વસ્તી મોટે ભાગે સુરત જિલ્લામાં અને તેની બે બાજુએ લાગેલા ભરૂચ અને થાણા જિલ્લાઓના થોડા ભાગોમાં, તેમ જ તેને લાગીને આવેલાં વડોદરા, વાંસદા, ધરમપોર, રાજપીપળા વ૦ દેશી રાજ્યોમાં આવેલી છે. વસતિના આંકડા નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| બ્રિટિશ વિભાગમાં | ૧,૫૭,૪૦૦ |
| વડોદરા રાજ્યમાં | ૩૮,૬૬૪ |
| બીજાં રાજ્યોમાં | ૪,૯૨૪ |
| | ૨,૦૦,૯૮૮ |

આમાંથી એકલા સુરત જિલ્લામાં તેઓની વસ્તી ૧,૨૧,૮૧૩ની છે. સુરત જિલ્લાની કુલ વસ્તી ૮,૫૬,૬૩૩ની હોઈ હળપતિઓ કુલ વસ્તીના પ્રમાણમાં ૧૪ ટકા છે; અને સુરત જિલ્લામાં હિંદુઓની વસ્તી ૪,૫૯,૮૦૭ હોઈ હળપતિઓ તેઓના ૨૬ ટકા છે. વળી સુરત જિલ્લામાં હળપતિઓ વડે ખેતી કરનારો વર્ગ એટલે કે પાટીદાર, કોળી, રજપૂત, અનાવિલ, વોરા વગેરે મળીને ૨,૦૦,૦૦૦ની આસપાસ હોઈ તેઓની સરખામણીમાં હળપતિઓની વસ્તી ૬૨ ટકા છે.

## ૨. હાળી પ્રથાનું મૂળ

જે ખેડૂતો જાતે ખેતી કરતા નથી અથવા પોતાની શક્તિ કરતાં જમીન વધારે હોવાથી કરી શકતા નથી, તેઓને બે સગવડોની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે :—

એક તો સસ્તામાં સસ્તા દરે મજૂરો મેળવવાની,

બાજી રોજ રોજ મજૂરો શોધવા જવું ન પડે અને તેના તે મજૂરો કાયમ પોતાની સાથે બંધાયેલા રહે એવી.

આ બન્ને સગવડો હાળી પ્રથાથી પૂરી પડી રહે છે. એ પ્રથા કેવી રીતે કામ કરે છે તે હવે જોઈએ.

કોઈ પણ દૂબળો પરણે ત્યારે તેને રૂ. ૧૦૦ની આસપાસ કંઈક ખર્ચ થાય છે. કંઈક રકમ કન્યાના બાપને આપવી પડે છે, અને કંઈક રકમ સગાંઓને દારૂ પાવામાં ખર્ચ થાય છે. આ રકમ તે કોઈ મજૂરની ગરજવાળા ખેડૂત પાસેથી કરજે લે છે.

કરજના બદલામાં તેને તે ખેડૂતને ત્યાં મજૂરી કરવાની રહે છે.

મજૂરી લગભગ ખાધા બદલે જ કરવાની હોય છે, એટલે આખી જિંદગી મજૂરી કરે તો પણ કરજમાંથી મુક્ત થવા જેટલી બચત થવાની આશા હોતી નથી.

હાળી જો કોઈ વધારે રોજી આપનાર માણસને ત્યાં કામ શોધી કાઢે અથવા બીજો કંઈક વધારે કમાણીવાળો ધંધો શોધી કાઢે, તો આ નાના સરખા કરજમાંથી છૂટવું એ સહેલ છે. પરંતુ હાળી પ્રથામાં એક વાર માણસ બંધાયો એટલે તેને પેલો ધણિયામો કોઈ રીતે છૂટવા દેતો નથી. વખત જતાં પ્રથા એટલી જડ ઘાલી ગઈ છે કે, ધણિયામાને તેમ જ હાળીને તેમાં કંઈ અયોગ્ય કે અન્યાય છે એમ દેખાતું નથી. તે સ્વાભાવિક લાગે છે અને આવી મજૂરીની પ્રથા વગર ખેતી થઈ જ ન શકે, એવી માન્યતા લોકોના મગજમાં ઘર કરી રહી છે.

ધણિયામા વર્ગને લાગે છે કે, જે માણસ પોતે લીધેલું કરજ બીજી રીતે વાળી શકતો નથી, તે કરજના બદલામાં ખાધા બદલે જાતમજૂરી કરે, એમાં અસ્વાભાવિક કે અયોગ્ય શું છે?

સો રૂપિયા કરજના બદલામાં કેટલા માસ અગર વરસની મજૂરી આપવી એની મર્યાદા ઠરાવવી જોઈએ, એવો વિચાર જ તેમને સૂઝી શકતો નથી.

દૂબળાઓને પણ આ પ્રથા એટલી લોહીમાં ઊતરી ગઈ છે કે, તેમને તેમાંથી છૂટવાની ઇચ્છા સરખી થતી નથી. ઇચ્છા થાય તો છૂટી શકાય, એની શક્યતા પણ તેમને દેખાતી નથી.

જ્યારે એક દૂબળો હાળી તરીકે બંધાય છે, ત્યારે તેને પોતે આજથી બંધાયો એમ લાગવાને બદલે આજથી આખી જિંદગી માટે કામ અને રોટલો શોધવાની ફિકરમાંથી પોતે બચ્યો એવું માનીને તે પોતાને ભાગ્યશાળી માને છે. કોઈના હાળી થવું, પોતાને માથે ધણિયામો હોવો એ દૂબળા જ્ઞાતિમાં એક પ્રતિષ્ઠાની બાબત પણ થઈ પડી છે. ધણી કર્યા વગરની સ્ત્રી જેમ સમાજમાં અપ્રતિષ્ઠિત ગણાય છે, તેમ ધણિયામો કર્યા વગરનો હળપતિ પણ તેની નાત-જાતમાં અપ્રતિષ્ઠિત ગણાય છે.

## ૩. હાળી પ્રથામાં મળતી રોજી

હાળી જેટલા દિવસ કામ કરે, તેટલા દિવસ તેને નીચે પ્રમાણે આપવામાં આવે છે :–

સવારે — ૧ રોટલો

બપોરે — જમવાનું (કઢી, ચોખા વ૦)

સાંજે — ઘેર લઈ જવા માટે ૨ રતલ જુવાર અથવા ૩ રતલ ડાંગર.

તે ઉપરાંત બાર મહિને ૧ જોડ કપડાં તથા જોડા હાળીને આપવામાં આવે છે.

આ તો તેનું પોતાનું પેટિયું માત્ર થયું. તેમાં હાળીનાં બૈરાં છોકરાં વગેરે આશ્રિતોના ગુજરાન માટે અથવા કરજ વાળવા માટે કશી ગણતરી નથી. અથવા સાંજની ૨ શેર જુવારમાંથી ૦॥। શેર તે જાતે ખાય, તે ઉપરાંત ૧। શેર બાકી રહે તે બૈરાંછોકરાંને ખવડાવવા અંગે લેખી શકાય. અર્થાત્ હાળી પ્રથાની રોજી એટલે ખાવું પીવું ને ૧। શેર અનાજ એમ કહી શકાય. લડાઈ પહેલાંની ભાષામાં તે ૨॥ આના રોકડ રોજની બરાબર કહેવાય અને આજની ભાષામાં ૮ આના બરાબર થાય.

આ ઉપરાંત વષમાં એક જોડી કપડાં તથા જોડા આપવાનો રિવાજ ઉપર જણાવ્યો છે. તેમાં વર્ષે રૂ. ૮થી ૧૦નું ખરચ થતું હશે, એટલે કે રોજના બે પૈસા. હળપતિને રોજ એકાદ પૈસાની તંબાકુ પણ આપવામાં આવતી હોય છે. એટલે કુલ રોજી યુદ્ધ પહેલાંના ૦–૩–૬ અને આજના ૯ આના.

હળપતિની સ્ત્રીઓ અને ૮–૯ વર્ષનાં થયા બાદ બાળકો તથા ખેતી કામ કરવા માટે અશક્ત થએલા બુઢ્ઢાઓને, ખેડૂતોને ત્યાં ઘરકામ, છાણુવાસીદું, ઢોર ચારવાં એવાં કામો મળી શકે છે. તે કામ કરે ત્યારે તેમને એક ટંક જમવાનું આપવામાં આવે છે. હાળીઓની જેમ તેમને સાંજ માટે કાચું અનાજ આપવામાં આવતું નથી. પણ કંઈક રૂ. ૬થી ૧૨ સુધી વાર્ષિક રકમ અને લૂગડું તથા જોડા આપવામાં આવે છે. આજે યુદ્ધના વખતમાં રૂ. ૧૫ થી ૨૦ નો ધારો સામાન્ય રીતે ચાલતો જણાય છે.

ખેતીની ખાસ મોસમોમાં ખેડૂતોને હાળી પ્રથાએ કામ લેવા કરતાં ઊધડ મજૂરીએ કામ લેવામાં સગવડ તથા ફાયદો હોવાથી તેવા વખતે હાળીઓને તેવી પદ્ધતિએ કામ કરવા દેવામાં આવે છે. કાપાસ વીણવો, ઘાસ કાપવું, ઢાળિયાં ખોદવાં, રોપણી વગેરે આવાં કામો છે. સ્રીઓને આ ઉપરાંત નીંદવાની મોસમમાં છૂટક મજૂરીનું કામ મળી રહે છે.

છૂટક મજૂરીએ હાળી જ્યારે જાય છે ત્યારે તેને ધણિયામાને ત્યાં ખાવાનું મળતું નથી. પણ કંઈક અનાજ અને કંઈક રોકડના રૂપમાં ઠરાવેલી મજૂરી મળે છે.

આવી રોકડ આવકમાંથી મૂળ કરજ કંઈક વાળી શકાય, પરંતુ વર્ષમાં અનેક પ્રસંગો આવી પડે છે, જ્યારે હળપતિને કંઈક નવું કરજ કરવાની જરૂર ઊભી થાય છે, જેવા કે—

૧. ફરજિયાત બેકારીને વખતે (વર્ષમાં પુરુષને બે અઢી અને સ્રીને ત્રણચાર માસ એવા આવે છે, જ્યારે કામને અભાવે તેમને ઘેર રહેવું પડે છે.)

૨. સ્રીની માંદગીની વખતે, સુવાવડ વખતે,

૩. વાર તહેવારે તથા સામાજિક પ્રસંગે,

૪. બાળકોનાં કપડાંલત્તાં માટે.

એમ તેણે ધણિયામા પાસે બાર મહિને પચ્ચીસ ત્રીસ રૂપિયાનું કરજ કાઢેલું હોય છે. ઉપર જણાવેલી રોકડ કમાણીમાંથી મોટો ભાગ તે પેટે વાળી લેવામાં આવે છે. સરવાળે હળપતિનું મૂળ કરજ દર વર્ષે કંઈક ને કંઈક વધતું જ જાય છે. પરિણામે રૂ. ૧૦૦ના કરજથી હાળીજીવન શરૂ કરેલો દૂબળો દસ વર્ષે કરજમુક્ત થવાને બદલે રૂ. ૩૦૦થી ૪૦૦ના કરજવાળો થઈ જાય છે.

## ૪. હાળી પ્રથામાં રહેલાં ગુલામીનાં તત્ત્વો

આ વીસમી સદીમાં અને મજૂરોને માટે અનેક કામો મળી રહે તેમ છે તેવા જમાનામાં ઉપર વર્ણવી તેવી પેટિયા બદલે મજૂરી કરવાની હાળી પ્રથા ટકી રહી છે, એ આશ્ચર્ય પમાડે તેવી બીના છે. દૂબળાઓ અભણ રહી ગયા છે, દારૂતાડીમાં ડૂબેલા છે, તેમને ખેતીની મજૂરી સિવાય કોઈ ધંધો આવડતો નથી, તેઓ પોતાના ગામ સિવાય જિલ્લા બહાર તો શું પણ તાલુકા બહાર પણ ભાગ્યે જ ગયા હોય છે. આમ બધી રીતે પછાતપણું તથા ધણિયામા સિવાય તેમની સ્થિતિ છેક નિરાધાર થઈ જશે, એવી હાડમાં જડાઈ ગયેલી માન્યતા, આ પ્રથા આજે ચાલી શકે છે તેના મૂળમાં છે જ.

પરંતુ જો આ પ્રથામાં કેટલાંક અત્યંત નિંદ્ય એવાં ગુલામીનાં તત્ત્વો ભળેલાં ન હોત તો આ વીસમી સદીમાં તે ઘડી માટે પણ ટકી શકી ન હોત. આ ગુલામીનાં તત્ત્વો કયાં કયાં છે?

૧. ગુલામીનું પહેલું તત્ત્વ એ છે કે, હાળી ઇચ્છે કે ન ઇચ્છે તો પણ તેને ધણિયામાની મજૂરી ફરજિયાત કરવી પડે છે.

૨. કેટલીક વાર તે કંટાળીને અને ત્રાસીને નાસી જાય છે, તો ખેડૂત સમાજમાં બીજો કોઈ તેને રાખતો નથી.

૩. કોઈ મજૂરની ગરજવાળો ખેડૂત સમાજના રિવાજને ન ગણકારીને તેને આશ્રય આપે છે, તો મૂળ ધણિયામો તેના ઉપર અનેક જાતનાં દબાણો લાવી પાછો સોંપી દેવાની ફરજ પાડે છે.

૪. સામાન્ય રીતે ગામના ખેડૂતોનું પંચ બોલાવી તેમાં નાસી જનાર હળપતિને ખડો કરે છે અને ઘણી વાર તેને માર મારીને પાછો લઈ જવામાં આવે છે.

૫. ગુલામીની પ્રથાના દેશોમાં ગુલામને નાસી જતો અટકાવવા રાજ્યનો કાયદો ધણિયામાને મદદ કરતો હોય છે, તેવું જો કે અહીં નથી. છતાં મોટે ભાગે પોલીસ પટેલો, પોલીસો અને બીજા અધિકારીઓ પાસે દૂબળાને બોલાવી ગેરકાયદે ધમકી અને માર મરાવવામાં આવે છે. અજ્ઞાન દૂબળા ઉપર આ બધું ખરેખર કાયદેસર થાય છે એવો ભ્રમ ફેલાવવામાં આવે છે.

૬. ધણિયામો ખરાબ સ્વભાવનો હોવાથી કે બીજા કોઈ કારણસર તેનાથી છૂટા થવું હોય તો દૂબળો બીજો ધણિયામો શોધી કરજની રકમ તેની પાસે પહેલા ધણિયામાને અપાવે તો જ છૂટો થઈ શકે છે. દર ખેતીની મોસમની શરૂઆતમાં આવી જે કંઈ ફેરબદલીઓ થવાની હોય તે થઈ જાય છે. આવા વ્યવહારનો દેખાવ દરેક રીતે એક ધણી ગુલામને વેચે છે અને બીજો ધણી ખરીદે છે એવો જ થાય છે.

૭. હાળીઓને કામ કરવાના કોઈ ચોક્કસ કલાકો હોતા નથી. સવારે સૂર્યોદય પહેલાં જગાડીને તેને કામે ચડાવવામાં આવે છે અને રાત થતાં સુધી કામ લેવામાં આવે છે. ઘણી વાર તો મોડી રાત સુધી પણ છોડવામાં આવતો નથી, અને તેવા વધારાના કામ માટે તેને કશું વધારાનું આપવામાં આવતું નથી.

૮. હાળીને રવિવાર, અમાસ કે વાર તહેવાર જેવી રોજી સહિતની નિયમિત હકની રજા જેવું કશું હોતું નથી. તે ખાટલાવશ થાય અથવા હઠીને બેસી પડે ત્યારે જ રજા પામે છે.

૯. હાળીને માટે નાનાં મોટાં કામોના પ્રમાણમાં મજૂરીના દરમાં કશા ફેરફાર થતા નથી. નીંદવા જેવું હળવી મજૂરીનું કામ હોય કે હળ કરબ ફેરવવા જેવું અક્કલ હોશિયારીનું કામ હોય તો પણ ખાવાનું અને બશેર દાણાની તેની રોજી અફર રહે છે.

૧૦. હળપતિઓને જીવતા રહેવા પૂરતું ખાવા પહેરવાનું આપવું એ સિવાય તેમની બીજી કોઈ જીવનની જરૂરિયાતો હોય એમ સ્વીકારવામાં આવતું નથી.

આ બધાં શુદ્ધ ગુલામીનાં લક્ષણો છે. ફેર માત્ર આટલો જ છે કે, આ ગુલામને પકડવાનું શારીરિક બળથી થતું નથી, પણ આર્થિક લેવડદેવડથી થાય છે. તેમ જ ગુલામને નાસી જતો અટકાવવાનો રાજ્યનો રીતસરનો કાયદો નથી, પણ રાજ્યના નાના નોકરો કાયદો હોય તે રીતે ગેરકાયદેસરની બધી જ મદદ આપે છે.

## ૫. હાળી પ્રથાને ટકાવનારી ચાવીઓ

આ ઉપરાંત કેટલીક નાની નાની બાબતો પણ છે, જે હાળી પ્રથાને ટકાવી રાખનારી ચાવીઓની ગરજ સારે છે. દેખાવમાં તે નાની અને નજીવી છે, છતાં હળપતિઓના અત્યંત સંકુચિત એવા જીવનમાં આ વસ્તુઓ પહાડ જેવડી થઈ પડે છે.

૧. હળપતિની રહેવાની છાપરી મોટે ભાગે ધણિયામાએ આપેલી જમીનમાં જ હોય છે. તે બીજાને ત્યાં છૂટક મજૂરીએ જાય તો તેને છાપરી ઉખડાવી લેવાની ધમકી આપવામાં આવે છે.

૨. છાપરી માટે જમીન સરકાર આપે તો પણ તે બાંધવામાં વપરાતાં કરાંઠી, રાડાં, પૂળિયાં વગેરે વસ્તુઓ માટે તેનો ધણિયામા ઉપર જ આધાર હોય છે. છાપરી બાંધવામાં ગાડાની જરૂર પડે, સુથારની જરૂર પડે તે માટે પણ ધણિયામા પાસે જ જવું પડે છે. તેની લાલચે પણ તેને બંધાઈ રહેવાની ફરજ પડે છે.

૩. હળપતિવાસમાં છાપરી ઉપરાંત વાડા કે ફળિયાની છૂટ ભાગ્યે જ હોય છે. તેથી શાકભાજી વ૦ કશું હળપતિઓ ઉગાડી શકતા નથી. ધણિયામાનાં ખેતરોમાંથી વાલ લીલવા જેવું ક્યારેક ક્યારેક વીણી લાવવાનું મળે તેના ઉપર તેમનો મોટો આધાર છે. ધણિયામા સામે માથું ઊંચકે તો એ રીતે વીણેલી પાપડીને ચોરીમાં ખપાવી તેમને ધાકધમકી આપવામાં આવે છે.

૪. હળપતિઓ ગાય, ભેંસ કે બકરી પણ પાળી શકતાં નથી, કારણ કે તેમની પાસે પોતાની એવી જમીન નથી. છતાં કેટલાક

ઉદ્યમી લોકો જાહેર ગોચરના આધાર ઉપર એકાદ ઢોર પાળે છે. તેવા સંજોગમાં તેને ધણિયામાના વાડાનો આશરો લેવો જ પડે છે. હાળીપ્રથામાં બંધાયેલો હોય તેવા મજૂરને તે સગવડ મોટે ભાગે હકથી નહીં પણ મહેરબાનીથી અપાય છે. પણ જો તે માથું ઊંચું કરે, તો તેના ઢોરને ચોરી ગણી ડબામાં પૂરવામાં આવે છે.

૫. હળપતિ પોતાને ઘેરે ખાય છે ત્યારે મોટે ભાગે તેને ભડકું જ પીવાનું હોય છે. તે માટે છાશ એ ખાસ જરૂરની વસ્તુ છે. તે ધણિયામાને ત્યાં બંધાયો હોય ત્યાં સુધી એ મળ્યાં કરે છે. હળપતિ સામો થાય તો છાશપાણી બંધ કરવાં એ ધણિયામા પાસેનો સહેલામાં સહેલો અને છતાં પૂર્ણ અસરકારક એવો ઉપાય છે.

૬. હળપતિ પાસે બાળવાનાં લાકડાંનું કશું જ સાધન હોતું નથી. ધણિયામા વર્ગ રાજી હોય ત્યાં સુધી તેઓ સીમમાંથી તથા ખેતરની વાડોમાંથી બળતણ વીણે એ નભાવવામાં આવે છે. સામા થાય કે તરત એને ચોરી ગણી તેમને ગુનેગાર ગણવામાં આવે છે.

૭. માંદગી અને બેકારીના દિવસોમાં, સ્ત્રીઓની સુવાવડ વખતે તેમ જ વાર તહેવારને પ્રસંગે હળપતિને કંઈક રોકડ નાણાંની જરૂર પડે છે. તેની ગરજથી પણ તેને ધણિયામાના દબાયેલા રહેવું પડે છે. તે બંધાયેલો રહે છે ત્યાં સુધી રિવાજ પ્રમાણે આવું કરજ તેને આપવામાં આવે છે.

૮. હળપતિઓ—પુરુષો તેમ જ સ્ત્રીઓ—તંબાકુ તાણવાનાં ભારે વ્યસની થઈ ગયાં છે. તે તેમને ધણિયામાને ત્યાંથી રોજ ચપટી ચપટી મળ્યાં કરે છે. તેની લાલચ પણ હાળી પ્રથા ટકાવવામાં જેવી તેવી નથી.

૯. ઘણા હળપતિઓ દારૂતાડીનાં વ્યસની થઈ ગયાં હોય છે. ધણિયામાઓને જ્યારે ખાસ અઘરું કામ કરાવવાનું હોય છે અને થોડા વખતમાં ઘણું કરાવી લેવાનું હોય છે ત્યારે તે માટે બે ચાર આના ખર્ચવાથી તે પોતાનું કામ કાઢી શકે છે. વ્યસની હળપતિઓને પણ હમેશાં ડર રહે છે કે, જો તેઓ ધણિયામાને નારાજ કરી બેસશે, તો આ મોજ ગુમાવી બેસશે.

૧૦. તૈયાર રોટલા અને કઢીભાત જમાડવાનો અને ચહા આપવાનો રિવાજ પણ હાળી પ્રથા ટકાવવામાં મહત્ત્વનો ભાગ—કદાચ સૌના કરતાં વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. જો હળપતિ પોતાને ઘેર ખાતો હોય તો તેને ઘરનાં બાળબચ્ચાં સાથે બેસીને ખાવું પડે. તેથી પેટ ભરીને અન્ન પોતાને મળશે કે નહીં, એની તેના મનમાં બીક હોવી સ્વાભાવિક છે. વળી પ્રમાણમાં સારી સ્થિતિ ભોગવતા ખેડૂત વર્ગના ઘરમાં પકાવેલી રસોઈ કંઈક વધારે સ્વાદિષ્ટ હોય, તેમાં ક્યારેક અથાણું પાપડનો ચટકો પણ મળે અને વાર તહેવારે મીઠું મોઢું પણ કરવા પામે. હળપતિ જેવા ગરીબ મજૂરને તે લાલચ તજવી સહેલ નથી. તેથી પણ તે હાળી પ્રથા સામે માથું ઊંચકવાની હિંમત ઝટ કરતો નથી.

## ૬. હાળી પ્રથાનાં બૂરાં પરિણામો

આ ગુલામી પ્રથા હાળીઓને પોતાને તો દેખીતી રીતે નુકસાન-કારક નીવડી છે. ખેડૂતોને તેનાથી સસ્તા મજૂરો પોતાના હાથ પર રાતદિવસ તૈયાર મળતા હોવાથી ઉપરથી ફાયદાકારક દેખાય છે, છતાં લાંબી નજરે જોતાં તેમને પણ એ પ્રથા નુકસાનકારક જ છે.

બન્ને વર્ગોને થતું આર્થિક નુકસાન તો ચોકસ ગણાવી બતાવી શકીએ તેવું થાય છે. પણ તેનાથી બન્નેનું જે નૈતિક અધઃપતન થાય છે, તેનો આંક મૂકવો શકય નથી. આર્થિક નુકસાન કરતાં તે સેંકડો ગણું વધારે છે.

### આર્થિક નુકસાન — હાળીની દૃષ્ટિએ

આર્થિક રીતે તે કેવી રીતે નુકસાનકારક છે, તે પ્રથમ હાળીની દૃષ્ટિએ તપાસીએ :—

જ્યારે મજૂરીના સામાન્ય દર ૬ આનાની આસપાસ હતા ત્યારે હાળીઓને એક ટંક ખાવાનું અને બશેર અનાજ — એટલે પૈસામાં ૨॥ થી ૩॥ આના મળતા.

આજે તેને એક ટંક ખાવાનું અને રોકડા ૦–૩–૬ નો રિવાજ ચાલે છે. ચાલુ મોંઘવારીના દરે તેની કિંમત માંડ ૦–૯–૦ થાય, જ્યારે આજે છૂટક મજૂરી કરનારાઓ ૧ થી ૧॥ રૂા. સહેજે મેળવી શકે છે.

આટલું પણ તેને કાયમને માટે મળતું રહેશે, એવી ખાતરી નથી. જોકે તે ધણિયામાનું જ કામ કરવાને બંધાયેલો મનાય છે, છતાં ધણિયામો તેને બારે માસ કામ આપવાને બંધાયેલો નથી. તેથી વરસમાં ઘણા દિવસો — ૭૫ થી ૧૦૦ દિવસ — તેને બેકાર બેસી રહેવું પડે છે.

હળપતિની દૃષ્ટિએ બીજું નુકસાન એ છે કે, તે હોશિયાર કામ કરનાર હોય કે ઠોઠ હોય, ઉપરના દરથી વધારે કમાણી કરી પોતાની સ્થિતિ સુધારવાની બારી તેને માટે ખુલ્લી નથી.

તેની દૃષ્ટિએ ત્રીજું નુકસાન એ છે કે, તેને માંડ માંડ પેટ ભરવા પૂરતું જ મળતું હોવાથી તેની પાસે બચત કદી રહેવા પામતી નથી. તેથી બેકારી, માંદગી, અકસ્માત કે બીજી આફતોમાં ધણિયામા પાસે કરજ કાઢે ત્યારે જ તેનું ગુજરાન ચાલે છે.

ઘડપણમાં તે અશક્ત થઈ જાય છે ત્યારે તેની નિરાધાર દશા દયાજનક થઈ પડે છે. તેને છોકરાંઓ હોય તો પણ હાળી પ્રથામાં બંધાયેલા હોઈ તેઓ તેનું પોષણ કરવાને અસમર્થ હોય છે.

હાળીને માટે ચોથું નુકસાન એ છે કે, તેને પોતાની સ્થિતિ સુધારવા માટે પરગામ કે પરદેશ જવાની કે બીજા ઉદ્યોગો શીખવાની છૂટ આ પદ્ધતિમાં મળતી નથી.

તેને પાંચમું નુકસાન એ છે કે, તેને કોઈ પેટાધંધો શીખીને પોતાની કમાણીમાં ઉમેરો કરવાની છૂટ આપવામાં આવતી નથી.

### હાળી ગુલામની દૃષ્ટિએ નૈતિક નુકસાન

હાળી પ્રથાને લીધે મજૂરમાં સારું કામ કરવાનો ઉત્સાહ આવી શકતો નથી, તે વેઠિયાની જેમ ન–છૂટકાનું કામ કરતો થઈ જાય છે. કારણ કે, તેમાં સારું કામ કરનારને વધારે કમાણીની આશા નથી અને ખરાબ કામ કરનારને કપાત થવાની બીક રહેતી નથી.

હળપતિ એવો વેઠિયો થઈ ગયો છે, તેથી ધણિયામાનું તેની સાથેનું વર્તન પણ તુચ્છકાર, અપમાન, ગાળભેળ અને મારઝૂડનું રહે છે.

એવાં અપમાનોથી ટેવાવાને લીધે હળપતિમાં સ્વમાન અને પ્રામાણિકપણું વગેરે ગુણો ખીલવા પામતા નથી.

હાળી પાસે જ્યારે ખેતીની તકો ઉપર વધારે કામ લેવાની જરૂર હોય છે, ત્યારે ધણિયામાઓ કંઈક સારું ખાવાનું આપીને, ફોસલાવી પટાવીને, કયારેક દારૂ તાડી માટે પૈસા આપીને પણ પોતાનું કામ કાઢી લે છે. આથી હાળી પણ લાલચુ, ખંધો અને કામચોર બની જાય છે.

હાળી પદ્ધતિમાં બંધાયેલા માણસ માટે નાની નાની ચોરીઓ વિના પોતાનો ગુજારો કરવો શકય જ નથી ખેતરોની વાડોમાંથી કાંટા વીણવા સિવાય તેની પાસે બળતણનું કશું સાધન નથી. ખેતરમાંથી પાપડી વીણ્યા વિના કે કોઈના આંબાની કેરીઓ લીધા વિના તે લીલોતરી કે ફળ પામી શકતો નથી. તે એટલી સાંકડી ઝૂંપડીમાં રહે છે કે કશું ઉપજાવી શકતો નથી. પોતાની ઝૂંપડી બાંધવા માટે લાકડાના ડાંડા પણ તેને સીમમાંથી કે કોઈના વાડામાંથી જ લાવવા પડે છે. આ બધી વસ્તુઓને ગણાવવી હોય તો ચોરીઓ તરીકે ગણાવવી સહેલી છે. એવા સંજોગોમાં જિંદગી ગાળનારના સ્વભાવમાં જ, પશુઓમાં હોય છે તેવી, ચોરીની ટેવો પેસી જાય એ કુદરતી છે.

હાળી પદ્ધતિમાં કામના વખતનું કશું જ પ્રમાણ હોતું નથી પોતાના રોટલાના બદલામાં તેની પાસેથી જેટલું કામ કઢાવાય તેટલું કાઢી લેવું એવી વૃત્તિ ધણિયામાને થવી સ્વાભાવિક છે. વળી એકલો પડે ત્યારે તેણે કામચોરી પૂરતી કરી જ હશે એવી માન્યતાથી, તેની પાસેથી વહેલું મોડું ગમે ત્યારે ગમે તેવું સખત કામ લેતાં દયા આવતી નથી. તેથી હાળી માંદગીને લીધે કે આરામ ખાતર ઘેર રહે, વહેલો ઘેર જવાની માગણી કરે, તહેવારની રજા માગે, પ્રૌઢશિક્ષણના વર્ગમાં જાય — એવા તમામ પ્રસંગે કચવાટ અને ઝગડા થાય જ છે અને હાળી અને ધણિયામાનો સંબંધ સદાય ખેંચાખેંચીનો રહ્યાં કરે છે. આથી હળપતિને ભલમનસાઈનો અનુભવ સામાન્ય રીતે ઘણો જ ઓછો મળે છે.

એ જ કારણે રાષ્ટ્રીય સભાઓમાં કે સુધારાની પ્રવૃત્તિઓમાં હળપતિઓ પડે તે પણ ધણિયામા વર્ગને ગમતું નથી. તેમાં પોતાના ભાગનો વખત તે બગાડે છે એમ તેઓને લાગે છે.

આથી હળપતિઓ કોઈ પણ જાતના ઉચ્ચ સંસ્કાર વિનાના, જડ, અજ્ઞાન રહે છે. એટલું જ નહીં પણ તેમનામાં ઘણા હલકા દુર્ગુણો આવે છે. તેમનામાં નવું શીખવાની અને સુધરવાની ઇચ્છા જ મારી જાય છે.

વળી હાળી પ્રથામાં માણસ પોતાનાં બાળકોનું ભરણપોષણ કરી શકે એનું પૂરતું સાધન ન હોવાથી ૭–૮ વરસ નીચેનાં બાળકો ભૂખ્યાં જેવાં રહે છે. કોઈ પણ દુબળવાડો જોનારને આ સ્થિતિની ખાતરી થશે. ૭–૮ વરસનાં થાય કે તરત છોકરાંઓને ઢોર ચારવા વ૦ ધંધે વળગાડવાની તેમને ફરજ પડે છે. તેથી ગામમાં નિશાળો હોવા છતાં તેમનાં છોકરાં અભણ રહી જાય છે અને આ વીસમી સદીમાં પણ અજ્ઞાન પશુ સમા હાળીઓનો પ્રવાહ ચાલુ રહી શક્યો છે.

હળપતિઓનાં સર્વ અપલક્ષણો આ રીતે હાળી પ્રથાથી તેમને થતાં ભયંકર નુકસાનોનું જ પરિણામ છે. છતાં ઉપરના વર્ગમાં એવી માન્યતા જડ ઘાલી બેઠી છે કે, દૂબળો સ્વભાવે જ આવો દુષ્ટ, બેવફા, કામચોર અને જૂઠો છે. તેની પાસેથી દબાણથી જ કામ લઈ શકાય, પ્રેમ કે માયા બતાવીએ કે છૂટ આપીએ તો તે ઊલટો વધારે બગડે, વગેરે.

હળપતિઓની સેવાનું બહુ જ અલ્પ કામ હજુ સુધી થયું છે, પણ તેટલા પરથી એટલું સિદ્ધ થયું છે કે, સાચો પ્રેમ અને ન્યાયનું વર્તન બતાવવાથી તેઓનાં જીવન એકદમ કલ્પી ન શકાય તેટલી ટૂંક મુદતમાં પલટાઈ જાય છે. તેઓ નીતિમાં સાચા અને વફાદાર અને કામકાજમાં હોશિયાર અને ઉત્સાહી નીવડી શકે છે. માણસાઈનું જીવન ગુમાવી તેઓ પશુની દશાને પામ્યા છે, એ હાળી પદ્ધતિનું ભયંકરમાં ભયંકર નુકસાન છે.

## ધણિયામા વર્ગને નુકસાન – આર્થિક રીતે

ટૂંકી નજરથી જોતાં કહેવાતા ધણિયામા વર્ગને હાળી પ્રથામાં નીચેના ફાયદાઓ ભાસે છે :—

૧. મજૂર સસ્તામાં સસ્તા દરે — લગભગ ખાધા બદલે મળે છે.

૨. ધણિયામાને જરૂર હોય ત્યારે મજૂર આવવાને બંધાયેલો રહે છે, જ્યારે કામ ન હોય ત્યારે તેને રાખવા ધણિયામા ઉપર કશું બંધન નથી

૩. મજૂરને આ પ્રથામાં પોતાના પેટ ઉપરાંત વધારે નહીં જેવું જ મળતું હોવાથી તેનાં સ્ત્રી અને છોકરાંઓ મજૂરી મેળવવાની ગરજમાં સદા રહે છે. હાળી પુરુષના કરતાં પણ આ લોકોની મજૂરી અત્યંત સસ્તામાં મળી શકે છે અને તેનો ઉપયોગ મોટે ભાગે ઘરકામો, ઢોર ચારવાં, હળવાં ખેતીકામો — એમાં લેવામાં આવે છે.

૪. હળપતિઓનાં છોકરાં નાનપણથી અભણ અને મજૂરી સિવાય બીજી કંઈ પણ આવડત વગરનાં ઊછરતાં હોવાથી તેઓ જુવાનીમાં આવે કે તરત પરણાવી આપનાર ધણિયામાઓ શોધે છે. એમ ધણિયામાઓને નવા તાજા હાળીઓનો ફાલ સદા મળતો રહે છે.

છતાં લાંબી નજરે જોતાં તેઓને નુકસાન જ છે, એ સમજવું મુશ્કેલ નથી.

૧. હાળી પ્રથામાં મજૂરને સારું કામ બતાવી વધારે કમાવાનું ઉત્તેજન ન હોવાથી તેના કામમાં ઉત્સાહ કે જવાબદારી આવતાં નથી. તેથી જો કે તેની રોજી ઓછી છે છતાં પૂરતું કામ તે આપશે એવી ખાતરી રાખી શકાતી નથી.

૨. આ પ્રથામાં માથે દેખરેખ રાખનાર અને ટોકનાર હોય ત્યાં સુધી જ મજૂર કામ કરે એ દેખીતું છે. તેથી મજૂરને બોલાવી લાવવો, તેને રાંધીને ખવડાવવું, તેના કામ ઉપર આખો વખત દેખરેખ રાખવી, એ બધી ચિન્તા અને ખર્ચ ધણિયામાને માથે સદા રહ્યાં જ કરે છે.

૩. દેખીતા સસ્તા મજૂર મળતા હોવાથી ધણિયામાને જરૂર કરતાં વધારે માણસો રાખવાની લાલચ થાય છે, જાતે થઈ શકે એવાં કામો પણ મજૂર ઉપર છોડવાની ટેવ પડે છે. એ રીતે પણ સરવાળે તેને નુકસાન જ છે.

બારડોલી તાલુકામાં આજ જેટલા મજૂરો રોકવામાં આવે છે તેના કરતાં અર્ધા નહીં તો ⅔ મજૂરોથી તેટલી જ ખેતી થઈ શકે તેમ છે. હાળી પ્રથાને લીધે મજૂરીમાં થતા ખર્ચનો રૂપિયે ૫ થી ૬ આની ભાગ વધારો પડતો થાય છે એમ કહેવાને હરકત નથી.

૪. હળપતિ ઉપર ધણિયામાને થતું ખર્ચ લડાઈ પહેલાંના ૦–૩–૬ અને હાલના ૦–૯–૦ હું ગણાવી ચૂકયો છું. પણ આ તો ટૂંકી નજરની ગણતરી છે. લાંબી નજરે જોનાર તેને ધારવામાં આવેલી રકમનો પણ હિસાબ મૂકયા વિના નહીં રહે.

હળપતિને પરણાવતી વખતે મૂળ કરજ રૂા ૧૦૦ કે ૧૫૦નું આપવામાં આવે છે. તે ઉપરાંત દર વર્ષે કંઈ ને કંઈ બહાને તેને વધારાની રકમો ધીરવામાં આવે છે. જો કે એ ધારાણમાંથી અને તેટલી રકમ વરસ દરમ્યાન ચાલતી રોજિંદી મજૂરીમાંથી વાળી લેવામાં આવે છે, છતાં દર વર્ષે હળપતિને ખાતે ૧૫ થી ૨૦ કે તેથી વધારે રૂપિયાનું કરજ વધતું રહે છે જ. સરવાળે રૂા. ૧૫૦નો દૂબળો જુવાન ૫૦ વર્ષની ઉંમરે પહોંચતાં સુધીમાં રૂા. ૫૦૦ થી ૬૦૦ ની કિંમતનો થઈ ગયો હોય છે.

હવે મરનાર હળપતિનું આવું કરજ તેના વંશવારસ પાસેથી મળતું નથી. તેવી આશા રાખવાનો રિવાજ પણ નથી. મરનારે હાળી પ્રથામાં જિંદગી ગાળી હોવાથી તે કંઈ મિલ્કત છોડી જાય, એ સંભવિત નથી. પરિણામે તેના મૃત દેહ સાથે કરજ પણ જાય છે.

ટૂંકી નજરની ગણતરી કરનાર ખેડૂતો આ રકમ ગણવી ભૂલી જાય છે. એક હળપતિ ૨૦ વર્ષ સુધી કામ આપે અને તેટલા વખતમાં તે રૂા. ૬૦૦ના બની જાય, એમ બારડોલી તાલુકાના સંજોગોમાં ગણવાને હરકત નથી. એટલે કે વાર્ષિક રૂા. ૩૦નું અથવા રોજના લગભગ પાંચ પૈસાનું વધારાનું ખર્ચ પણ ગણવું જોઈએ.

આમ બધું ભેગું કરતાં આજે ૦–૧૦–૩નો રોજ મજૂરના ઉપર ખર્ચાય છે. આટલો રોજ જો સીધી રીતે મજૂરને આપવામાં આવે તો તેની સ્થિતિ આર્થિક રીતે તો બહુ સારી ન થઈ શકે પણ તે જવાબદારી અને કરકસરનું જીવન ગુજારી આજના કરતાં જરૂર વધારે લાયક થાય અને તેવા મજૂર પાસેથી ધણિયામાને વધારે સારું કામ મળ્યા વિના ન રહે.

આજે તો ૦–૯–૬ આપવા છતાં તે એવી કઢંગી રીતે અપાય છે કે આપનારને પોતાને પણ પોતે એટલી રકમ આપે છે તેનું ભાન

રહેતું નથી અને મજૂર પાસેથી એની અરધી કિંમતની પણ મજૂરી લઈ શકતો નથી. જે કંઈ લઈ શકે છે તે પણ મન વિનાની હોય છે. આમ પોતાનો કશો સ્વાર્થ સાધ્યા વિના મજૂરમાં અનેક અવગુણો વધે અને એક પણ સારો ગુણ ખીલી શકે નહીં એવા સંજોગો તેને માટે પેદા કરવામાં ધણિયામો નિમિત્તરૂપ બને છે.

## ધણિયામાવર્ગને જતું નૈતિક નુકસાન

ધણિયામા વર્ગને આ હાળી પ્રથાથી આર્થિક નુકસાન કેટલું જાય છે તે ઉપર ગણાવ્યું. પરંતુ તેને જે નૈતિક નુકસાન થાય છે તેની પાસે તો એ કશા જ હિસાબમાં નથી.

૧. પોતાને સસ્તા રોટલાને બદલે મજૂર મળે છે એવા ભ્રમમાં રહેવાથી આ લોકો ખેતીનાં કામ જાતે કરવાની આદત દિવસે દિવસે ભૂલતા ચાલ્યા છે. તેઓ કબૂલ કરે કે નહીં પણ આ એક અમૂલ્ય પારસમણિ જ તેઓ ગુમાવી રહ્યા છે. જાતમહેનત કરવાની આદત ભૂંસાતાં ખેડૂત પ્રજાનાં શરીર નબળાં થવા લાગ્યાં છે.

જાતમહેનત ઉપર જીવનારના સ્વભાવમાં કુદરતી રીતે સ્વમાન, સ્વતંત્રતા, સ્વાશ્રય અને કરકસરનું તેજ પ્રગટે છે તે તેઓ ખોતા ચાલ્યા છે.

૨. હાળી પ્રથામાં મજૂરને કામ કરવાનો ઉત્સાહ રહેવો શક્ય ન હોવાથી ધોંચપરોણો કરવામાં આવે તેટલું જ કામ તે આપે એવો તે બની જાય છે. એ કરવાનું હલકું કામ ધણિયામા વર્ગને ભાગે આવે છે. તે કરતાં ખાનદાન માણસમાં માણસજાત માટે સહાનુભૂતિ, કદર, ન્યાયવૃત્તિ અને દયાની લાગણી હોવી જોઈએ તે એ ગુમાવી બેસે છે, ચીડિયો બને છે, જરા જરામાં ગાળ કાઢનારો અને હાથ ઉપાડનારો બને છે. જે પદ્ધતિથી આવો ખરાબ સ્વભાવ થઈ જાય અને ખાનદાનીનો નાશ થાય તેનાથી લખપતિ થવાતું હોય તો પણ તે લાખ શા ખપના? ખરેખર આ દૃષ્ટિએ જોતાં હાળી પ્રથા મજૂરનું નુકસાન કરે છે તેના કરતાં પણ ધણિયામાનું વધારે નુકસાન કરે છે. મજૂરને તે પશુ જેવો બનાવે છે, તે સાથે ધણિયામાને પણ તે દયાહીન, લાગણી વગરનો અને માનવતા વિનાનો બનાવે છે.

૩. મજૂરના અવગુણોનો સંગદોષ પોતાને — ખાસ કરીને ઘરનાં નાનાં બાળકોને લાગ્યા વિના રહેતો નથી.

## હાળી પ્રથાથી સમગ્ર દેશને થતું નુકસાન

હાળી પ્રથા જેવી ગરીબો પ્રત્યે અન્યાય ઉપર ચાલતી પ્રથાઓ દેશના આઝાદીના કાર્યમાં પણ વિઘ્ન રૂપ નીવડયા વિના ન જ રહી શકે એ પણ આપણે સમજવું જરૂરનું છે.

૧. મજૂર અજ્ઞાન અને દબાયેલો રહે એવી, તેઓને નિશાળનો લાભ ન મળે, તેઓ દેશ પરદેશ જઈને સાચી દુનિયાને જોતા ન થાય એવી ખબરદારી રાખવાની — એવી એવી હલકી ઇચ્છાઓ સદા રહ્યાં કરે છે. પોતે સ્વરાજ્યની હિલચાલોમાં રસ ધરાવનાર હશે તો પણ, પોતાના મજૂરોને એ પ્રવૃત્તિની જીવનદાયી હવા કે નેતાઓનો લાભ જરા પણ મળવા પામે નહીં એવી હલકી દાનત રહ્યાં કરશે. લાંબી નજરે જોઈએ તો આ રીતે તેઓ પોતે પોતાને વહાલી એવી આઝાદીના પગ કાપે છે, કારણ કે જે પ્રજામાં સંખ્યાબંધ માણસો દેશ કે સ્વરાજને ઓળખતા જ ન હોય તે દેશ સ્વરાજ મેળવવાનું બળ કેમ ધરાવી શકે?

૨. ટૂંકી નજરે વિચાર કરતાં માણસ ભાન ભૂલે છે કે દુનિયામાં કાયમનો દબાયેલો કોઈ રહી શકે જ નહીં, અને હિંદુસ્તાન જેવા દેશમાં અને તેમાંયે બારડોલી જેવા પ્રદેશમાં જ્યાં અનેક લડતોના મોરચા સદા ચાલ્યા જ કરે છે અને જ્યાં મહાત્મા ગાંધીજી અને સરદાર સાહેબ જેવા મહાન સમર્થ નેતાઓ સદા સર્વદા ગરીબોના સ્વરાજની હાકલ કર્યા જ કરે છે ત્યાં પોતાના મજૂર વર્ગને આઝાદીની હવાથી કાયમને માટે દૂર રાખવો એ સંભવિત નથી. આજ સુધી પરરાજ્ય હોવાથી જ આ બધું આટલો વખત નભી શકયું છે. જો આપણે મજૂરોના મિત્ર બની તેમને આપણી સાથે આઝાદીનું પાન કરાવવામાં મદદરૂપ નહીં બનીશું તો પણ દેશની હવા તેઓને જગાડયા વિના રહેશે નહીં. પણ એમ જાગી ઊઠેલા મજૂરો આપણી સાથે દુશ્મનભાવનું વર્તન રાખતા થઈ જશે. દેશની આઝાદીના દુશ્મનો માટે તેવા અસંતુષ્ટ લોકોને

અનેક રીતે ચડાવી આઝાદીના કામમાં દેશની વિરુદ્ધ તેમનો હાથા તરીકે ઉપયોગ કરવો સહેલો થઈ પડે છે. હરિજનો અને મજૂરોનો આવો ઉપયોગ થવાના પ્રસંગો આપણે સારી પેઠે અનુભવ્યા છે, અને આપણું સ્વરાજ્ય તેથી પાછું ઠેલાયું છે. આ રીતે હાળી પ્રથા જેવા અન્યાયો ચાલુ રાખવાથી આપણી જાતને જ નહીં પણ દેશના સ્વરાજ્યને આપણે નુકસાન કરી રહ્યા છીએ. સામાન્ય માણસ આ વસ્તુ કદાચ ન સમજી શકે, પણ બારડોલી જેવા ભાગના રાષ્ટ્રીય જાગૃતિ ધરાવનારા લોકોએ તો તે સમજી શકવું જોઈએ.

આપણે ત્યાં આપણે જોયું છે કે આપણી સ્થાનિક રાજદ્વારી લડતોમાં જમીનો માલ ઉપાડવામાં, વેચવામાં અને જુલમીઓને મદદ કરવામાં દબાયેલા, અને દેશભક્તિથી તદ્દન અજાણ રાખેલા હળપતિઓનો સરકારી અમલદારો સહેલાઈથી દુરુપયોગ કરી શક્યા છે. તે માટે આપણે હળપતિઓ ઉપર ક્રોધ ન કરતાં સાચું કારણ જોતાં શીખવું જોઈએ. આપણે જો તેઓને આપણા જેવા જ જાગ્રત કર્યા હોત તો તેઓ કુહાડાના હાથા કદી થયા ન હોત.

## ૭. હળપતિ મુક્તિદાનની હિલચાલ

હાળી પ્રથા બારડોલી તાલુકામાં—સુરત જિલ્લામાં અને જ્યાં જ્યાં તે જમાનાઓથી ચાલી રહી છે, ત્યાંની પ્રજાનાં હાડમાં પેસી ગયેલી છે. તેથી ધણિયામાને કે હાળીને તેમાં કંઈ ખોટું અને સુધારવા જેવું છે એમ લાગતું જ નથી.

તેથી ધણિયામા વર્ગ રાષ્ટ્રીય વિચારો સેવનારો અને સ્વરાજની લડતમાં ભાગ લેનારો હોવા છતાં તેને આ પ્રથા ડંખતી નથી. આવી પ્રથા નભાવી અરધોઅરધ પ્રજાને ગુલામી જેવી દશામાં રાખવી એ સ્વરાજની વિરોધી વસ્તુ છે એમ તેમને લાગતું જ નથી.

તેઓને આ પ્રથા એટલી બધી સ્વાભાવિક લાગે છે કે, તેઓ માને છે કે આ પ્રમાણે સસ્તા અને કાયમી રીતે બંધાયેલા ઢગલાબંધ મજૂરો ન હોય તો ખેતીનો ધંધો ચાલી જ ન શકે. અને કોઈ કોઈ તો એટલે સુધી જાય છે કે ખેતી સારી રીતે થવી રાષ્ટ્રીય દૃષ્ટિએ અગત્યનું હોવાથી, ખેડૂતોને મજૂરોનો પૂરવઠો સસ્તા

દરે પૂરતા પ્રમાણમાં મળી રહે એ જોવાની સરકારની ફરજ છે, અને તેથી મજૂરો ખેતીનું કામ છોડીને કાંતણ, વણાટ કે બીજા કોઈ ધંધે વળગે નહીં એટલું જ નહીં પણ વધારે મજૂરી માગે નહીં એવા કાયદા કરવા એ પણ તેની ફરજ છે!

મજૂરો ખેતી છોડી જાય અથવા સસ્તા દરે કામ કરવા ના પાડે એવું જોખમ ક્યારે ક્યારે છે?

એક તો, તેઓ ભણેગણે તો.

બીજું, તેઓ કાંતણ, પીંજણ, વણાટ અથવા બીજા કોઈ પણ ઉદ્યોગો શીખે તો.

ત્રીજું, તેઓ હરતા ફરતા અને દુનિયાને જોતા થાય તો.

ચોથું, તેઓ સંગઠિત થઈ પોતાનાં મંડળો બાંધે તો.

એટલે ખેડૂતોની અપેક્ષા પ્રમાણે સરકારે કાયદાઓ ઘડી આપવા હોય તો તેઓએ મજૂરો ભણી શકે નહીં, પરદેશ જઈ શકે નહીં, ઉદ્યોગ શીખી શકે નહી, મંડળો રચી શકે નહીં એ મતલબના કાયદાઓ કરી આપવા જોઈએ!

સ્પષ્ટ અસ્પષ્ટ રૂપમાં કંઈક આવી માન્યતા હોવાથી બારડોલી તાલુકાના અને સામાન્ય રીતે સુરત જિલ્લાના ખેડૂતો રાષ્ટ્રીય વલણવાળા હોવા છતાં સ્વરાજ્ય અને સ્વતંત્રતાથી વિરુદ્ધ એવી આ હાળી પ્રથા કાઢી નાખવાનો ઉત્સાહ ધરાવતા જોવામાં આવતા નથી. સેવકો તેમનું કંઈ પણ કામ કરે ત્યારે શંકાની નજરે જુએ છે.

જે તાલુકામાં અથવા પ્રદેશમાં અરધા ઉપરની વસ્તી હળપતિઓ જેવા ગુલામી ભોગવતા લોકોની હોય, ત્યાં કોઈ પણ સ્વરાજ્યનું અથવા રચનાત્મક કામ કરનાર સેવક કે સંસ્થાનું મુખ્ય કામ, તે પ્રજાની સેવા કરવાનું જ થઈ પડે એ દેખીતું છે.

શ્રી નરહરિ પરીખ અને અમારું મંડળ સને ૧૯૨૩–૨૪માં સાબરમતીનો ગાંધીજીનો આશ્રમ છોડી ગ્રામસેવા માટે બારડોલીમાં આવીને વસ્યું ત્યારે આ પ્રશ્નની અગત્ય અમને સ્પષ્ટ થતાં જરા પણ વાર લાગી નહીં.

અમે ક્યારેક ક્યારેક હળપતિવાસોમાં જતા, તે લોકોને સાફસૂફ રહેવાનો, રેંટિયા શીખવાનો, ભજનો શીખવાનો અને ભણવાનો — એવો એવો ઉપદેશ કરતા. અમારો એ લોકો સાથેનો આટલો જૂજ સંપર્ક પણ ખેડૂત વર્ગમાં શંકાની હવા ફેલાવી રહ્યો હતો એની અમને ઝટ ખબર પડી શકી નહીં. કોઈ કોઈ અમને કહેતા કે અમારે સીધા તેમનાં માણસો પાસે પહોંચવું ગેરવાજબી છે. હળપતિમાં જે કંઈ કરવું હોય તે અમારે ખેડૂતોને કહેવું જોઈએ, અને ખેડૂતોની મારફત જ થઈ શકે તેટલું કરવું જોઈએ.

આગળ જતાં સરભણ આશ્રમમાં અમે રહેતા તેની નજીકના હળપતિવાસમાં અમે રાત્રિશાળા ચલાવવાનો પ્રયત્ન કર્યો. ભજનો, કક્કો, અને એકડા શીખવવા માંડ્યાં. જુવાનિયાઓ ઉત્સાહથી તેમાં ભાગ લેવા મંડ્યા.

એક દિવસ અચાનક અમે જોયું કે અમારી રાત્રિશાળામાં કોઈ હાજર થયું નહીં. અમને મોઢું ન બતાવવા ખાતર તેઓ ખેતરોમાં પલાયન કરી ગયા હતા. તેમને તેમના ધણિયામાઓએ ધમકી આપી અટકાવ્યા હતા.

જે ખેડૂતોની અમે સેવા કરી રહ્યા હતા અને જેમની સાથે અમારો સારો પ્રેમસંબંધ બંધાયો હતો, તે ખેડૂતોનું આ પગલું નરહરિભાઈને એટલું અન્યાયનું લાગ્યું કે તેઓએ રાત્રિશાળા ફરીથી ચાલુ થતાં સુધી ઉપવાસ કરવાનું પણ લીધું. સામાન્ય રીતે નરમ પ્રકૃતિના અને અમારા ઉપર ભાવ રાખનારા ખેડૂતો આ પ્રશ્ન ઉપર નવ દિવસ સુધી અણનમ રહ્યા. હળપતિઓ ભણેગણે તો તેઓ તેમના કાબૂમાં રહે નહીં, અને તેમની ખેતી પડી ભાંગે — આ તેમને જીવનમરણનો સવાલ લાગતો હતો. છેવટે સરદાર વલ્લભભાઈ સરભણ દોડી આવ્યા, તેમની શરમથી લોકોએ નરહરિભાઈને પારણાં કરાવ્યાં, રાત્રિશાળા ચલાવવામાં વાંધો નહીં લઈએ એમ કહ્યું, પણ હળપતિઓ એટલા ડઘાઈ ગયા હતા કે રાત્રિશાળા ફરીથી ચાલુ ન જ થઈ શકી.

અમે સમજી ગયા કે હળપતિઓની સેવા કરવી એ દેખાય છે તેટલું સરળ કામ નથી. તેમાં એક જમાનાજૂની આર્થિક પ્રથા સંડોવાયેલી છે. અમારે પ્રથમ ધીરજ ધરીને ખેડૂત વર્ગનો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. લાંબાં વર્ષ સુધી સેવા કરીને જ અમે તેમનામાં હળપતિઓ માટે માનવદયા અને ન્યાયની ભાવના જગાડી શકીશું.

તેથી સને ૧૯૨૪થી ૧૯૩૮ સુધી અમે સેવકોએ આ પ્રશ્નને કદી ખાસ હાથ અડકાડ્યો નહીં. દરમ્યાન બારડોલી તાલુકાના ખેડૂતોની જાગૃતિ ઘણા સારા પ્રમાણમાં થઈ છે. તેમની સાથે અમારી મિત્રતા ઘણી જ ઘનિષ્ઠ થઈ છે. આશ્રમોને અંગે, ખાદી કામને અંગે તેમની સાથે નિકટ સમાગમ અને સેવાના પ્રસંગો આવી ગયા છે. એટલું જ નહીં; આ સમય દરમ્યાન મોટી મોટી રાજદ્વારી હિલચાલોમાં બારડોલીના ખેડૂતોએ ઉજ્જવળ ફાળો આપી અમર કીર્તિ મેળવી છે. તેમણે ૧૯૨૮માં મહેસૂલવધારા સામે સરદાર વલ્લભભાઈની સરદારી નીચે નાકરની લડત સફળ રીતે ચલાવી. ત્યાર પછી ૧૯૩૦થી આજ સુધી સ્વરાજ્યસંગ્રામની પરંપરા ચાલુ રહી છે. તેમાં ખેડૂતોએ અનેક રીતે ભોગ આપ્યા છે. તેઓએ જેલો ભોગવી છે, સામુદાયિક હિજરત કરી છે, તેમનાં ઘરો લૂંટાયાં છે, તેઓની જમીનો પાણીને મૂલે હરરાજ થઈ છે, અને તે માનભેર પાછી પણ આવી છે.

પણ આ ઉજ્જવળ ઇતિહાસમાં હળપતિની આવડી મોટી વસ્તી છતાં તેઓનો ફાળો શૂન્ય જ રહ્યો છે. અમારા જેવા સેવકોને આ સ્થિતિ સમાજશરીરમાં પેઠેલા ભયંકર લકવાની નિશાનીરૂપ લાગે છે. પણ સ્થાનિક લોકોને એમાં ચેતવા જેવું કશું જ લાગતું નથી. તેઓ ટેવાઈ ગયા છે.

લડતો દરમ્યાન ખેડૂતોનું સંગઠન તોડવા હળપતિઓનો દુરુપયોગ સરકારી અમલદારો અને તેમના ખાંધિયાઓએ કેટલીક વાર કર્યો છે. લડાઈ વખતે જપ્તીઓ થાય તો ખેડૂત વર્ગમાંથી તો જપ્તીનો માલ ઉપાડવામાં મદદ કરનાર કોઈ સરકારને મળતું નહીં. પણ તેવે

વખતે હળપતિઓનો ખેડૂત–દ્વેષ ઉશ્કેરી તેમને હાથા બનાવવા સહેલા થઈ પડતા. તે જ પ્રમાણે કોઈ સમાજ–શત્રુઓ ઇચ્છે છે તો થોડાં દારૂતાડીના જોર ઉપર આ લોકોની ટોળીઓને હાથમાં રાખીને આસપાસનાં ગામોમાં ત્રાસ ફેલાવી શકે છે અને ચોરી, લૂંટ અને ખૂન સુધીનાં કામો કરી શકે છે.

આવા બનાવો જોઈને સામાન્ય સંજોગોમાં કોઈ પણ જાગ્રત પ્રજા ચેતી જવી જોઈએ. પણ જમાનાઓની ટેવ પ્રબળ નીવડી છે. હળપતિઓનાં જીવન સુધારી સમસ્ત પ્રજાજીવનને નીરોગી બનાવી લેવાનું કોઈને ઝટ સૂઝતું નથી.

સને ૧૯૩૮ની રાષ્ટ્રીય મહાસભાની બેઠક ભરવા માટે બારડોલી તાલુકામાં તાપીતટે હરિપુરા ગામ પસંદ કરવામાં આવ્યું. છેલ્લાં બે વર્ષથી ગાંધીજીના આગ્રહથી મહાસભા ગામડાંમાં ભરવાની પ્રથા ચાલુ થઈ હતી. શહેરોમાં તો થોડા દિવસમાં તૈયારી થઈ શકે, પણ ગામડાના વગડામાં આવો મોટો મેળો ભરવો એ મહિનાઓનું કામ હતું. સરદાર વલ્લભભાઈને કોઈ કામ ખોડખાંપણવાળું કરવાની ટેવ નથી. હરિપુરાના ત્રણ દિવસના જલસા માટે છ મહિના આગળથી તેમણે ગુજરાતના ઉત્તમમાં ઉત્તમ કાર્યકર્તાઓને કામે લગાડી દીધા હતા. તૈયારી માટે ડઝનેક સમિતિઓ રચાઈ હતી. તેમાંની એક પ્રચાર સમિતિ હતી. તેણે હરિપુરાને ફરતા ૧૦–૧૫ ગાઉના વિસ્તારમાં સંઘો કાઢ્યા. હળપતિ કે રાનીપરજનું એક પણ ફળિયું મહાસભાનો સંદેશો ન પહોંચ્યો હોય એવું રહેવા દીધું નહીં.

એ સંઘો ખાલી સંદેશો પહોંચાડનારા કે પત્રિકાઓ વહેંચનારા નહોતા — ન હોઈ શકે. એ તો આ દલિત લોકો આગળ સ્વરાજ્ય શું કહેવાય તેનું ચિત્ર રજૂ કરનારા સંઘો હતા. અજ્ઞાન, દુઃખિયા અને ગુલામીમાં જકડાયેલા લોકો હિંદસ્વરાજ્યને તો એકદમ ક્યાંથી સમજે? તેઓ તો સ્વરાજ્યનો સરળ સીધો અર્થ સમજી ગયા — હાળી પ્રથાના બંધનમાંથી છુટકારો. એ છુટકારાની આશા અને હરિપુરા મહાસભાની યાત્રા કરવી એ બે વિચારોથી સેંકડો ગામના હળપતિવાસો થનગની ઊઠ્યા. પ્રચાર સમિતિએ પ્રયત્ન કર્યો ન હોત

તો 'મહાસભા' કરીને કોઈ વસ્તુ છે અને તેમની પડોશમાં હરિપુરામાં સ્વરાજ્યનો એક મહાયજ્ઞ મંડાવાનો છે — તે બધું તેમના જેવાને માનવહકો અપાવવા માટે છે, એની આ લોકોને છેલ્લા દિવસ સુધી ભાગ્યે જ ખબર પડત. ત્રણ દિવસ કંઈક ધાંધલ હતું અને ઘણી મોટર બસો દોડી એટલી જ છાપ તેમના ઉપર રહી ગઈ હોત. હરિપુરા-યાત્રાના ઉત્સાહમાં અને છૂટાપણાની આશામાં તેઓએ તેમના જીવનમાં ઘણું મોટું ગણાય એવું પગલું ભર્યું — ગામોગામ દારૂતાડી છોડવાની પ્રતિજ્ઞા લેવા માંડી. કેટલાકે, જોકે તે બહુ ઓછા હતા, રેંટિયા વસાવ્યા અને ખાદી પહેરી. પરિણામ શું આવ્યું? હરિપુરા મહાસભામાં હજારો હળપતિઓએ ભાગ લીધો.

લોકોએ પોતાના ગામને મહાસભાના સ્થળ સાથે સાંધનારા રસ્તાઓ બાંધવાનો કાર્યક્રમ ઉપાડેલો. હજારોની સંખ્યામાં હળપતિઓએ તેમાં સ્વયંસેવકોની ધગશથી કામ કર્યું.

મહાસભાની ભૂમિ પર જાજરૂના ખાડાઓ ખોદવાના કામમાં સેંકડોની સંખ્યામાં તેઓ તેટલા જ ઉત્સાહથી આવ્યા અને લગભગ બે મહિના સુધી કામ કર્યું. બંધાયેલા હાળીઓનાં જીવનમાં આ રીતે પોતાનો ખીલો છોડીને ઇચ્છા પ્રમાણે બીજે કામ કરવા જવું અને લાંબો વખત સુધી જવું એ એક નવી જ વસ્તુ હતી. ધણિયામા વર્ગમાં એથી ઠીક કચવાટ થયો હતો. સમજુ લોકો વખત પારખી મનમાં ને મનમાં કચવાટ શમાવી રહ્યા. કેટલાક મહાસભાના ચાલકો પાસે રાવ ખાઈ પોતાના માણસો પાછા લેવા પણ આવેલા.

વળી વિચારમાં આગળ વધેલા એવા લગભગ ૨૦૦ હળપતિઓ મહાસભાના સ્વચ્છતા સંઘ આદિ વિભાગોમાં સ્વયંસેવકો તરીકે પણ જોડાયા.

હળપતિઓએ હરિપુરાના વર્ષમાં જે કામ કર્યું તેનાં તેમને બે મહાન ઇનામો મળ્યાં. એક તો સરદાર વલ્લભભાઈએ તેમને વચન આપ્યું કે ખેડૂતોને સમજાવી તેઓ તેમને છૂટાપણું અપાવશે. વચનમાં સરદારે એક શરત મૂકી હતી — તે એ કે એ લોકોએ દારૂતાડી છોડવાં. આ શરત લોકોએ ઘણી જ સફળ રીતે પાળી બતાવી.

બારડોલી અને આસપાસના પ્રદેશોમાં દારૂતાડીનાં પીઠાં ઉજ્જડ થઈ ગયાં.

બીજું ઇનામ એ કે કોંગ્રેસી પ્રધાનોએ દારૂબંધીનો કાર્યક્રમ ઉપાડ્યો તેમાં બારડોલી તાલુકાને પહેલે જ વર્ષે સ્થાન આપ્યું અને સૌ લાગતાવળગતાના આશ્ચર્ય વચ્ચે મહાસભાની આગલી રાત્રે તાલુકાનાં તમામ પીઠાંઓને સીલ મરાયાં.

હરિપુરાની મહાસભા સુંદર રીતે પાર ઊતરી ગયા બાદ સરદારશ્રીએ પોતાનું વચન પાળવાનાં પગલાં લીધાં. બારડોલી તાલુકાના ખેડૂત આગેવાનોને બોલાવી હાળી પ્રથા એ ખેડૂતો તેમ જ હાળીઓ એ બન્નેને કેવી નુકસાનકર્તા છે એ સમજાવ્યું અને એ પ્રથા નાબૂદ કરી હાળીઓને ગુલામીમાંથી છૂટા કરવા વીનવ્યા. પરિણામે ખેડૂતોના તથા હળપતિઓના પ્રતિનિધિઓ તેમ જ સરદારે નીમેલા સેવકોનું બનેલું એક ૨૨ જણનું પંચ તા. ૨૧–૮–૩૮ને રોજ સ્થાપન કરવામાં આવ્યું. પંચે એક મહિનાની અંદર હાળી પ્રથા નાબૂદ કરી કયા ધોરણે ભવિષ્યમાં કામ કરવું એની ભલામણો કરી. પંચની ભલામણોમાં નીચેની મુખ્ય હતી (સંપૂર્ણ ઠરાવ માટે જુઓ પરિશિષ્ટ ૧): —

૧. હાળી પ્રથા ખેડૂત અને મજૂર બન્નેને આર્થિક તેમ જ નૈતિક બન્ને રીતે હાનિકારક હોવાથી તે કાઢી નાખવી અને રોકડ મજૂરીનો રિવાજ ચાલુ કરવો. હાળીને પોતાની ઇચ્છા પ્રમાણે ગમે ત્યાં કામ કરવાને છૂટો કરવો.

૨. મજૂરીનો દર રોજના રૂ. ૦–૪–૬ રાખવો. તે વખતે ખેડૂતને હાળીને ખવડાવવા વગેરેમાં જે ખર્ચ આવતો હતો તેના ધોરણે આ રોજ મુકરર કરવામાં આવ્યો હતો.

૩. હાળીના કહેવાતા કરજ બાબતમાં — જેણે ૧૨ વર્ષ કામ આપ્યું હોય તેનું તમામ કરજ વળી ગયેલું ગણવું. ઓછાં વર્ષ થયાં હોય તેનો દર વર્ષે બારમો હિસ્સો વળે એ રીતે જેટલાં વર્ષ કામ કર્યું હોય તેનો હિસાબ કરવો અને બાકી નીકળતું કરજ તેણે મજૂરીમાંથી વાળવું.

તે માટે તેવા મજૂરને ૦–૪–૬ રોજ ન આપતાં ૦–૩–૬ આપવા અને એક આનો કરજ પેટે વાળી લેવો. (પંચની અપેક્ષા એવી હતી કે બીજા ખેડૂતને ત્યાં હાળી મજૂરીએ જશે તો તે ખેડૂત એક આનો વાળી લઈ મૂળ લેણદારને પહોંચાડશે.)

૪. મજૂરનું બાકી દેવું ગણવામાં અને બીજી કોઈ પણ બાબતમાં ખેડૂત અને મજૂર વચ્ચે તકરાર પડે તો તેના નિરાકરણ માટે ગામોગામ ખેડૂતો અને મજૂરોનાં સંયુક્ત પંચો નીમવાં. ગ્રામપંચોથી જેનો નિકાલ ન થઈ શકે તેવી તકરારોના નિકાલ માટે એક સરપંચ નીમવું.

પંચે સ્ત્રીઓની અને બાળકોની મજૂરી બાબતમાં તેમ જ ઘરકામો બાબતમાં અને બીજી સંબંધ ધરાવતી બાબતોમાં પણ ભલામણો કરી.

આ પ્રસંગે મહાત્મા ગાંધીજીનો મુકામ બારડોલીમાં હતો. તેઓની પાસે પંચની ભલામણોનો ખરડો રજૂ કરવામાં આવ્યો. તેઓને એ સંતોષકારક ન લાગ્યો. હળપતિને પૂરતો ન્યાય એમાં મળતો નથી એમ તેઓને લાગ્યું. ખેડૂતોએ એમાં એક જાતનો વેપાર કર્યો છે એવી તેઓએ ટીકા કરી. છતાં બન્ને પક્ષોએ ધરછોડ કરીને ખરડો તૈયાર કર્યો હતો એ ધ્યાનમાં લઈ તેઓશ્રીએ તેને આશીર્વાદ આપ્યા (જુઓ પરિશિષ્ટ ૨ ×). સને ૧૯૩૯ના જાન્યુઆરી માસની ૨૬મી તારીખે, સ્વાતંત્ર્ય દિનના શુભ મુહૂર્તે, બારડોલી પાટીદાર જીનમાં ખેડૂતો અને મજૂરોની સંયુક્ત સભા સરદારશ્રી વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે મળી તેમાં પંચની ભલામણો બહાલ રાખી હળપતિઓના મુક્તિદાનનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. 'દૂબળો' અને 'ધણિયામો' એવા શબ્દો રદ કરી તેને બદલે 'હળપતિ' અને 'પટેલ' એવા શબ્દોનો ઉપયોગ કરવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો.

ખેડૂત-મજૂર વચ્ચેના ઝગડા માટે સંયુક્ત ગામપંચો નીમી લેવાનો ઠરાવ પણ થયો અને એક ખાસ ઠરાવથી આ સભાએ સ્વ. શ્રી. દુર્લભજી દેસાઈના પ્રમુખપણા નીચે એક સરપંચ પણ નીમી આપ્યું.

પૂ. ગાંધીજીએ સભામાં હાજર રહી ઠરાવને આશીર્વાદ આપ્યા અને ઉદાર દિલથી તેનો અમલ કરવાની સલાહ આપી. સદ્ભાગ્યે તે અરસામાં રાષ્ટ્રસભાની કારોબારી સમિતિની બેઠક બારડોલીમાં ચાલુ હતી. તેથી તાલુકાના જીવનમાં મહાન પ્રસંગરૂપ આ ઠરાવના સાક્ષી તરીકે પં. જવાહરલાલજી અને બીજા નેતાઓની હાજરીનો લાભ પણ મળી શક્યો.

હળપતિઓ, છુટકારાનો ઠરાવ લઈને દૂબળા મટી હળપતિ બની ઉત્સાહભેર ઘેર ગયા. તેઓએ બીજે જ દિવસથી પોતાની તરફથી ઠરાવનો અમલ શરૂ કરી દીધો, એટલે કે 'ધણિયામા'ને ત્યાં ખાવા જવાનો રિવાજ બંધ કરી દીધો, પણ કામે જવાનું ચાલુ રાખ્યું. ખેડૂતો તેમના સ્વભાવ પ્રમાણે હજૂ મજૂરીના પૈસા ચૂકવતાં એકબીજા સામું જોયા કરતા હતા. બીજા શરૂઆત કરે તો પાછળ પાછળ ચાલીએ એમ વિચારી રહ્યા હતા. બેચાર દિવસ એ રીતે નીકળી ગયા. મજૂરો કામે રોજ જાય પણ મજૂરીના પૈસા ચૂકવાય નહીં. હળપતિઓથી વધારે દિવસ નિકાલ થયા વગર ટકાય એમ હતું નહીં. એમની કોઠીમાં દાણા ક્યાંથી હોય કે મજૂરીના પૈસા મળે નહીં તો પણ થોડા દિવસ નભાવી શકે?

થોડાં ગામે પંચો વ્યવસ્થિત નીમી પદ્ધતિસર નવે ચીલે ચડાવવાની યોજના વિચારવામાં આવી. તે માટે બોજ ગામના ખેડૂતોએ પહેલાં સંમતિ બતાવી. યોજના આ પ્રમાણે વિચારવામાં આવી હતી:—

૧. નવો શિરસ્તો બરાબર ચાલુ થઈ જતાં સુધી કાર્યકર્તાઓએ ગામમાં થાણું નાખીને રહેવું.

૨. ખેડૂતોને વસવસો હતો કે હળપતિ આ નવા રિવાજ પ્રમાણે વખતસર કામ પર ચડશે નહીં અને હળપતિઓને વસવસો હતો કે કામે ચઢ્યા પછી વખતસર તેમને છોડવામાં આવશે નહીં. તેથી કાર્યકર્તાઓએ કામે ચઢવાના અને છૂટવાના ઘંટો વગાડવા.

૩. ખેડૂતોએ મજૂરોને ખવડાવવાનો રિવાજ બંધ કરી રોકડ મજૂરી આપવી ચાલુ કરવી.

૪. મજૂરને તેડવા સવારમાં બધા ખેડૂતો નીકળી પડે છે તેમ કરવું નહીં. પણ આગલી સાંજે જ મજૂરને છૂટો કરતી વખતે વાત કરી લેવી. જે મજૂરોનું કામ ગોઠવાયું ન હોય તે સવારે એક જગાએ ભેગા થાય, ખેડૂતોએ ત્યાં જઈ જરૂર પ્રમાણે છૂટક મજૂરો લઈ જવા.

૫. ગામમાં બન્નેનું સંયુક્ત પંચ નીમવું.

યોજના ૩-૪ દિવસ સુધી બન્ને વર્ગોને છૂટક છૂટક અને એકત્ર કરીને સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. પહેલા બે દિવસ તો લોકો હિંમતથી યોજના સ્વીકારશે એવી આશા બંધાઈ. પરંતુ છેલ્લે તે આશા પડી ભાંગી. ગામના ખેડૂતોમાં મતભેદ પડયા. કેટલાક પોતાના ગામમાં પહેલ કરી હોળીનું નાળિયેર બનવા અને આખા તાલુકાનો ઠપકો વહોરવાની ના પાડી બેઠા. અને તેઓ ભળે નહીં તો બાકીના કેમ ભળી શકે?

ગામોગામ હળપતિઓએ ઠરાવ પ્રમાણે પંચ નીમવાના પ્રયત્નો કર્યા, છતાં તેમાં એકે ગામે ખેડૂતો તરફથી કશો જવાબ મળ્યો નહીં.

તેથી કેટલાંક ગામોમાં હળપતિઓએ પંચ ન નિમાય અને મજૂરીના પૈસા આપવાનો નવો રિવાજ ચાલુ ન થાય ત્યાં સુધી ખેતીના કામે જવાનું બંધ કર્યું. તે વખત ખેતીના ખાસ તાકીદના કામનો ન હોવાથી ખેડૂતો એથી પણ જાગ્યા નહીં. છેવટે એક બે ગામે હળપતિઓએ વધારે આકરો રસ્તો લીધો. છાણવાસીદું, પાણીવાસણ વગેરે ઘરકામે તેમની સ્ત્રીઓ જતી તેમને મોકલવાની બંધ કરી. આ પગલાથી ખેડૂતોના ઘરજીવનમાં ભારે ભંગાણ પડયું.

અહીંના ખેડૂતોનાં ઘરોનો કારભાર ઘણો મોટો હોય છે. તેઓ ઘેરઘેર સારા પ્રમાણમાં ઢોર અને દુઝાણું રાખે છે. બારડોલી તાલુકાની પટલણો ગમે તેટલી મહેનતુ હોય તો પણ મજૂરોની મદદ વગર કામોને પહોંચી વળવું તેમને માટે શકય નથી. આથી કોઢમાં છાણના ઢગલા થવા લાગ્યા. ગામમાં ખળભળાટ મચી ગયો. પછી તો આ પગલાનું અનુકરણ ગામોગામ થયું.

થોડા દિવસ તંગ વાતવરણમાં પસાર થયા બાદ ઠરાવ પ્રમાણે મજૂરી આપવાની પ્રથા છેવટે ચાલુ થઈ.

પંચો કોઈ કોઈ ગામોમાં નિમાયાં, પરંતુ તે જીવતી સંસ્થા બની શકયાં નથી. તે માટે જરૂરની એવી મનોવૃત્તિ — ન્યાયભાવના પેદા થઈ શકી નથી.

દરમ્યાન કાર્યકર્તાઓએ હળપતિઓમાં કેળવણી અને રચનાત્મક કાર્ય ચાલુ કર્યું. લોકોનાં મન એટલાં ખાટાં થયાં હતાં અને ગામોમાં ખળભળાટ એટલો હતો કે તે માટે પણ હવા જરા પણ અનુકૂળ નહોતી.

ભજનમંડળીઓ અને પ્રૌઢશિક્ષણના વર્ગો કાઢવામાં આવ્યા, રેંટિયા શીખવવાના વર્ગો પણ અનેક ગામે કાઢવામાં આવ્યા.

કેટલાંક ગામોમાં હળપતિઓના આશ્રમો ખોલવામાં આવ્યા. હળપતિઓ પાસે સાધનો કયાંથી હોય? છતાં તેઓએ પોતાની સાંકડી ઝૂંપડીઓમાં પણ કાર્યકર્તાઓ માટે સમાસ કરી આપ્યો.

હળપતિઓએ આ કામોમાં સારો ઉત્સાહ બતાવ્યો. એ ઉત્સાહની હવામાં તેમણે પોતાના જ્ઞાતિના રિવાજોમાં કંઈ કંઈ સુધારાઓ પણ કર્યા.

હળપતિવાસો અત્યાર સુધી પારકી જમીનમાં અત્યંત સાંકડમાં હોય છે. કેટલાંક ગામોમાં તેમને સરકાર પાસેથી ઘર બાંધવા જમીનો અપાવવામાં આવી.

ખેડૂતોમાં ખળભળાટ ચાલુ હતો. આ રચનાત્મક કામથી તે વધ્યો. ખાસ કરીને કાર્યકર્તાઓ હળપતિઓની વસતિની વચ્ચે જઈ ને વસે એ અત્યંત નવું અને અસહ્ય લાગ્યું. કોઈ કોઈ જગ્યાએથી માગણી થવા લાગી કે હળપતિઓ રેંટિયો કાંતવામાં રોકાય છે તેથી ખેતીનાં કામો રખડી જાય છે, માટે તેમને તેવા ઉદ્યોગોમાં ખેંચવા ન જોઈએ.

શરૂઆતનાં બે વર્ષ લોકોના મનની ઉશ્કેરાયેલી સ્થિતિમાં હળપતિની કેળવણીની દિશામાં બહુ કામ થઈ શકયું નહીં. ત્યાર પછી ૧૯૪૨માં સ્વાતંત્ર્યસંગ્રામની લડત ઊપડી. કાર્યકર્તાઓને તેમાં જવાનું થયું. વળી સાથે સાથે વર્ષો પણ નબળાં આવ્યાં. આથી હળપતિઓને

મૂંગે મોઢે જેમ તેમ નભાવીને દિવસો કાઢવાની નીતિ રાખવાની ફરજ પડી.

વિશ્વયુદ્ધ અને તેની સાથે આવેલી મોંઘવારીથી પણ તેઓની સ્થિતિ ઘણી વિકટ થઈ પડી છે. ચોખ્ખા ૦-૪-૬થી તો એક ટંકનું પણ પૂરું થાય તેમ રહ્યું નથી. ખેડૂતોએ જૂના રિવાજ પ્રમાણે હળપતિઓને એક ટંક બપોરિયું ખવડાવવાનું ચાલુ કર્યું છે. તે ઉપરાંત કોઈ સાડા ચાર આના તો કોઈ સાડાત્રણ આના અને કોઈ બે આના પણ આપે છે. કોઈ તેટલી કિંમતનું અનાજ આપે છે. એટલે કે એક ટંક ખાવાનું અને ૨ શેર અનાજનો જૂનો રિવાજ પહેલાં હતો તે, સંજોગના બળે, ફરીથી ચાલુ થઈ ગયો છે. રોકડી મજૂરી પૂરતી ન મળે અને ખાવા માટે બીજા ઉપર આધાર રાખવો પડે એ સ્થિતિમાં ખેડુતના હાથ નીચે દબાયેલા રહેવું જ પડે. હાળી પ્રથાનું મૂળ એ રિવાજમાં જ છે. યુદ્ધની સંકડામણમાં એ ગુલામીનું તત્ત્વ પાછું ઘૂસ્યું છે.

## ૮. હળપતિઓના ઉદ્ધારનો કાર્યક્રમ

### (સરકારી રાહે)

હળપતિઓની દુર્દશા અનેક, સજ્જડ બની ગયેલા અને કાયદા કરતાં પણ વધારે દબાણ આણનારા એવા રિવાજોથી થયેલી હોવાથી તેમના ઉદ્ધારના કોઈ પણ કાર્યક્રમમાં સરકારે મદદ કરવી એ તેની ફરજ છે.

સામાન્ય રીતે મજૂરોને ન્યાય અને માણસાઈનું વર્તન મળે તે માટે સરકારે તેના રક્ષક બની, તેને મજૂરીએ રાખનારાના ઉપર અમુક ફરજો કાયદાથી લાદવાની હોય છે. તે પ્રમાણે મિલ જેવાં કારખાનાંઓના મજૂરો માટે મજૂરીના કલાક, રજાઓ, વૈદ્યકીય સારવાર, શિક્ષણ, પાણી, ઘર વગેરે ચોકસ કાયદાથી ઠરાવેલા ધોરણે પૂરું પાડવાની કારખાનદારોને સરકાર ફરજ પાડે છે અથવા તેમની પાસે તે નિમિત્ત કર લઈ સરકાર પોતે તે મજૂરોને પૂરું પાડે છે. ઉદ્યોગના મજૂરો માટે એટલેથી સરકારની ફરજ પૂરી થાય છે. ખેતી-મજૂરોની સ્થિતિ જુદી છે. તેઓ એક જથે રહેનારા નથી. તેઓને

મજૂરી આપનાર ખેડૂતો મિલમાલિકોની જેમ મૂઠીભર નથી, પ્રમાણમાં મોટી સંખ્યામાં છે. વળી સરકાર મજૂરોના કલ્યાણને ખાતર માલિકો એટલે ખેડૂતો ઉપર નવા કરોનું ભારણ વધારે એ પણ ન્યાયભરેલું નથી. જમીનમહેસૂલના દર આજે જ ઘણા વધારે પડતા છે. એટલે જમીનમહેસૂલની રકમ સરકાર આજે લે છે તેમાંથી તેણે ખેડૂતોના તથા મજૂરોના કલ્યાણ માટે સારો સરખો ફાળો પાછો આપવો જોઈએ. જમીનની ઊપજ તથા સરકારને મળતું મહેસૂલ એમાં મજૂરોની મહેનતનો ફાળો ઘણો મોટો છે. તેથી જમીનમહેસૂલનો વધુ નહીં તો ચોથો હિસ્સો એમના હિતને ખાતર સરકાર વાપરે તો તેમાં જરા પણ વધારે ગણાશે નહીં.

હમણાં જ પશ્ચિમભારત આદિવાસી સેવક સંઘ તરફથી નીમવામાં આવેલી એક ખાસ સમિતિએ આદિવાસીઓના ઉદ્ધાર માટે મુંબઈ સરકાર માટે એક પંચવાર્ષિક યોજના વિચારી કાઢી છે. તેમાં કેળવણીની દૃષ્ટિએ, ઉદ્યોગ, ખેતીવાડી, સહકારિતા વગેરે આર્થિક દૃષ્ટિએ, તેમ જ કાયદાની દૃષ્ટિએ — એમ અનેક દૃષ્ટિએ આદિવાસીઓ માટે પાંચ વર્ષમાં શું શું કરવા જેવું છે એની ભલામણો કરેલી છે. હળપતિઉદ્ધાર માટે એ બધી લાગુ પડે છે. ગુલામી સ્થિતિ ભોગવતા હળપતિની ખાસ જરૂરિયાતો ધ્યાનમાં લઈને પણ તેમાં ચોક્કસ ભલામણો કરવામાં આવી છે.

હળપતિઓની દૃષ્ટિથી સરકારે તત્કાળ શાં શાં પગલાં લેવાં જરૂરી છે તે આ નીચે ટૂંકમાં જણાવ્યાં છે :—

૧. **हळपतिओना रक्षण माटे** તથા તેમના કલ્યાણનાં કાર્યો વેગથી ચાલુ કરવા માટે સરકારે એક ખાસ ખાતું સુરત જિલ્લામાં ખોલવું. તેના ઉપર ઉચ્ચ પદ ભોગવતો ખાસ અધિકારી નીમવો તથા લોકસેવકોમાંથી એક ,સમિતિ નીમવી.

૨. **हळपतिओने गुलाम मटाडी मनुष्यनी लायकात पर मूकवा माटे** હાળી પદ્ધતિને ગેરકાયદે ઠરાવતો કાયદો અથવા જાહેરનામું બહાર પાડવું અને તેનાથી નીચેનાં રક્ષણો આપવાં :—

(ક) હાળી પદ્ધતિનું કરજ એ તેને ચૂકવાયેલી મજૂરીનો જ એક પ્રકાર હોઈ કરજ ગણી શકાય નહીં, અને તેથી કાયદો તેને સ્વીકારતો નથી એમ જાહેર કરવું.

(ખ) સરકાર વખતોવખત મજૂરીના દરો ઠરાવે તેનાથી ઓછી મજૂરી આપીને કામ કરવાની ફરજ પાડવી એ ગુનો ગણવો.

(ગ) જો કોઈ મજૂરને પોતાની ઇચ્છા થાય ત્યાં મજૂરીએ જતાં અટકાવે અગર પોતાને ત્યાં તેની ઇચ્છાવિરુદ્ધ મજૂરી કરવાની ફરજ પાડે તો તેવું કૃત્ય ગુનો ગણવો.

૩. हळपतिने मजूरीनो पूरतो अने न्याय्य बदलो आपवा माटे — સરકારે એક સહાનુભૂતિ ધરાવનાર સભ્યોની ખાસ સમિતિ નીમી ખેતી–મજૂરો માટે જીવનધોરણ અને સ્થાનિક ભાવતાલના આધાર પર મજૂરીનાં જુદાં જુદાં કામોના દર વખતોવખત ઠરાવવા અને જાહેર કરવા. મજૂરીના કલાક તથા નક્કી કરેલા કલાકો ઉપરાંત વધુ કામ કરાવવામાં આવે તો તેના વધારાની મજૂરીના દર, તથા રજાઓ વગેરે પણ મુકરર કરી આપવાં.

૪. हळपतिओना संगठनने कायदानो टेको आपवा माटे — ખેતી-મજૂરોના સંઘોને ઉત્તેજન મળે તે માટે તેમને માન્યતા આપી નોંધવાનો ખાસ કાયદો ટ્રેડ યુનિયનોના ધોરણે કરવો.

તેવા નોંધાયેલા સંઘોને ખાસ લાભો મળી શકે એવી જોગવાઈ કરવી, જેવી કે :—

(ક) મજૂરીના સરકારે ઠરાવેલા દરોનો તેવા સંઘોને જ લાભ મળે.

(ખ) ઉદ્યોગોના શિક્ષણમાં તેવા સંઘો મારફત આવે તેમને જ લેવા.

(ગ) તકરારોમાં મધ્યસ્થ બોર્ડનો લાભ તેવા સંઘોને જ મળે વગેરે.

૫. मालिक साथेनी तकरारोमां रक्षण आपवा माटे સરકારે બે પગલ ાં જોઈએ :—

(ક) ટ્રેડ ડિસ્પ્યૂટ ઍક્ટને મળતો કાનૂન કરી મધ્યસ્થી કરવી.

(ખ) ખાનગી કેસોમાં પણ વકીલ રોકી ન્યાય મેળવવામાં મદદ કરવી.

૬. બેકારી મટાડી જાત જાતના ઉદ્યોગોમાં તેમને વાળવા માટે — આ પ્રદેશમાં હળપતિઓને બારે મહિના ખેતીનું કામ મળી શકે એમ નથી. એટલે તેમની એ બેકારી ટાળવા નીચેનાં પગલાં લેવાં જોઈએ :—

(ક) સરકારી પડતર જમીનો ખેડવા કાઢી આપવી અને કૂવા કરી આપવા.

(ખ) દૂધ અને બળદ-ઉછેરના ધંધાઓ કરી શકે તે માટે ગોચર જમીનો, કૂવા અને સારી ઓલાદનાં ગાય, સાંઢ, ભેંસો શરૂઆતમાં આપવાં.

(ગ) નીચે જણાવેલા તેવા પ્રકારના ગ્રામઉદ્યોગો શીખવવાનો પ્રબંધ કરવો : —

કાંતણ, પીંજણ, વણાટ, સુથારી, લુહારી, દરજી કામ, કડિયા કામ, ઈંટ નળિયાં વગેરે કુંભારકામ, તાડગોળ ઉદ્યોગ, તેલઘાણી વગેરે.

આ માટે ખાસ ઉદ્યોગશાળાઓ કાઢવી અથવા સ્થાનિક કારીગરોને મહેનતાણું આપવાનું કરી તેમની મારફત શીખવવું.

(ઘ) દિવસે દિવસે એવી પરિસ્થિતિ આવતી જશે કે જ્યારે જમીનમાલિકો પોતાની જમીનો છૂટક મજૂરોથી ન ખેડાવતાં ગણોતે આપવાને લલચાશે.

હળપતિઓને તેવે વખતે ખેડૂતજીવનમાં પ્રવેશ કરવાને સરકારે કેટલીક પ્રારંભિક મદદો આપી ઉત્તેજન આપવું.

૭. સ્વતંત્ર ઘરો અને પીવાનું પાણી — હળપતિઓને આજે પારકી જમીનમાં ઝૂંપડી બાંધવી પડે છે, અને તેની ગરજથી ગુલામીનું બંધન સ્વીકારવું પડે છે. તેથી તેને સરકારે ઘરો માટે જમીન એકવાયર કરી આપવી અને સહકારી ધોરણે તથા હપ્તાથી કિંમત વસૂલ થઈ શકે એ રીતે બાંધવાની વ્યવસ્થા કરવી. હળપતિ વસ્તીઓમાં પીવાના પાણીની ઘણી અછત છે. સરકારે તે માટે કૂવા કરાવી આપવા.

૮. વિવિધ કાર્યકારી સહકારી મંડળીઓની પ્રવૃત્તિને શરૂઆતમાં ઘટતી મદદો આપીને ચાલુ કરાવવી અને પગભર કરવી.

૯. शिक्षण : —

(ક) હળપતિ વિસ્તારોને ફરજિયાત શિક્ષણનો કાયદો લાગુ પાડવો.

(ખ) નક્કી કરેલી ઉંમરથી નીચેનાં બાળકોને મજૂરીમાં રાખવાને ગુનો ગણતો કાયદો કરવો.

(ગ) ગ્રામસેવાનાં કેન્દ્રો કાઢી પ્રચારકો અને પ્રચારિકાઓ તાલુકે તાલુકે રાખવાં. તેઓ મારફત કથા, વાર્તાઓ, વ્યાખ્યાનો, ગીતો, ભજનમંડળીઓ, નાટયપ્રયોગો, વિજ્ઞાનપ્રયોગો વગેરે મારફત તાલુકામાં જ્ઞાન વિજ્ઞાનનો ફેલાવો કરવો.

(ઘ) પ્રૌઢશિક્ષણ વર્ગો કાઢી અક્ષરજ્ઞાન ફેલાવવું.

(ઙ) લોકશાળાઓ અને છાત્રાલયો તાલુકે તાલુકે કાઢવાં.

(ચ) હળપતિઓની સેવા કરનારી જાહેર સંસ્થાઓને ઉદારતાથી મદદ આપી ઉત્તેજન આપવું.

૧૦. વૈદ્યકીય મદદની સગવડો સારા પ્રમાણમાં વધારી આપવી.

૧૧. आ बधा उन्नतिना कार्यक्रम माटे अनुकूळ वातावरण बनाववा માટે ખેલવેલ્લું પણ મહત્ત્વમાં છેલ્લું નહીં એવું કામ સરકારે કરવું જોઈએ તે, હળપતિ વિસ્તારમાં દારૂબંધીનો કાયદો તાબડતોબ લાગુ પાડવો એ છે.

## ૯. હળપતિઓમાં રચનાત્મક કાર્ય

### (સેવકોએ કરવાનું)

કાયદાથી અનુકૂળ વાતાવરણ થતાં હળપતિઓની અંદર વસીને સેવા કરનાર સેવકો અને સંસ્થાઓ માટે રચનાત્મક કાર્ય કરવાનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું થશે. સેવકો અને સેવા-સંસ્થાઓ છે તે ખીલશે અને નવી ઊભી થશે — થવી જોઈએ. તે થાય તો જ સરકારી લાભો પ્રજાના ઘર સુધી પહોંચી શકશે.

### આશ્રમો

સેવકોનું મુખ્ય કામ એ રહેશે કે હળપતિઓની પોતાની અંદરથી સત્ય, અહિંસાને સમજનારા, ખેડૂત વર્ગ વગેરેનો તિરસ્કાર કરવાને

રસ્તે તણાઈ ન જતાં પોતાની ઉન્નતિ માટે રચનાત્મક કામ કરનારા અને દૂબળાપણાની લઘુગ્રંથીથી મુક્ત એવા સેવકો તૈયાર કરવા.

આ માટે આશ્રમો, વિદ્યાલયો, છાત્રાલયો, ઉદ્યોગશાળાઓ વગેરે ઠેરઠેર કાઢવાની જરૂર છે.

## રેંટિયો અને ગ્રામઉદ્યોગ

હળપતિઓમાં રેંટિયા અને ગ્રામઉદ્યોગોની હિલચાલ ઉત્સાહથી ઉપાડી લેવી જોઈએ. ગુલામી દશામાં જમાનાઓ સુધી રહેવાથી તેઓમાં આળસ, અનુત્સાહ, પરાધીન મનોદશા આવી ગયેલાં છે. તે કાઢી નવો ઉત્સાહ, ઉદ્યોગમય જીવન, સ્વાવલંબનનો આગ્રહ વગેરે ગુણો ખીલવવાની જરૂર છે. તે માટે રેંટિયા અને ગ્રામઉદ્યોગોની પ્રવૃત્તિ પારસમણિ સમી નીવડે તેમ છે.

## હળપતિઓનું સંગઠન

હળપતિઓની આજની સ્થિતિ જોતાં તેમનું સંગઠન કરવામાં સેવકોએ મહેનત કરવી જ પડશે. તે સ્વાર્થ અને ઝેરવેરને ટૂંકે રસ્તે કરવામાં આવે તો હળપતિઓની સ્થિતિ ઓલામાંથી ચૂલામાં પડવા જેવી જ થશે. તેથી દેશસેવા અને આપભોગની ભાવના ઉપર તેમનું સંગઠન કરવું જોઈએ. સંગઠન જેમ જેમ જામતું જાય અને હળપતિઓમાં જાગૃતિ અને શક્તિ જેમ જેમ પ્રગટતી જાય તેમ તેમ તેઓને દેશસેવાનાં અને પરમાર્થનાં કામો તરફ વાળતા જવા જોઈશે. તેમનામાં શક્તિ વધતી જાય અને આત્મવિશ્વાસ આવતો જાય તેની સાથે સાથે તેમનું જીવન સેવાભાવી અને નીતિ-પરાયણ થતું જાય, સત્ય અહિંસાના માર્ગમાં તેમને પ્રીતિ ઉત્પન્ન થાય, એવો પ્રયત્ન કરવો જોઈશે. આ હેતુથી તેઓની વચ્ચે રચનાત્મક કાર્ય કરનાર સેવાભાવી, સાધુચરિત સેવકો અને સેવિકાઓ વસે અને રચનાત્મક કામો કરતાં રહે એ જરૂરનું છે.

## પરિશિષ્ટ ૧

# હળપતિ મુક્તિદાનનો ઠરાવ

તા. ૨૬–૧–'૩૯ ના સ્વાતંત્ર્ય દિનના મંગળ પ્રસંગે બારડોલી તાલુકાના ખેડૂતો તથા હળપતિઓની સંયુક્ત પરિષદ સરદારશ્રી વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે મળી હતી. તેણે નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરીને દૂબળા-ધણિયામાની પ્રથા દફનાવી હળપતિઓની સ્વતંત્રતા જાહેર કરી છે :—

### ઠરાવ નં. ૧

બારડોલી તાલુકાના ખેડૂતો અને હળપતિઓની આ એકત્ર સભા આજે તા. ૨૬–૧–'૩૯ ના સ્વતંત્ર્ય દિનને મંગળ પ્રસંગે, આ પ્રદેશમાં લાંબા કાળથી ચાલતી આવેલી ગુલામીના અવશેષરૂપ દૂબળા-ધણિયામાની પ્રથા નાબૂદ કરવાનો નિર્ણય કરે છે, અને એ ગુલામીનાશના ઠરાવને અમલમાં મૂકવાને ખાતર તા. ૨૧–૮–૧૯૩૮ને રોજ પૂ. સરદારશ્રી વલ્લભભાઈના પ્રમુખપણા હેઠળ ભરાયેલી આ તાલુકાના ખેડૂતોની જાહેર સભાએ નીમેલા પંચે કરેલા ઠરાવો, જેને તા. ૨૪–૧–૧૯૩૯ના રોજ મળેલી આ તાલુકાના હળપતિઓના પંચની સભાએ બહાલી આપી છે, અને જે ઠરાવોમાં એકબીજા વચ્ચે લેણાદેણાની તપાસ, નિકાલ, વળતર, મજૂરીના દર, કામના કલાક, ખાવા ખવરાવવાના વહીવટ વગેરે વિષે નિર્ણયો કર્યા છે, અને જે આ ઠરાવ સાથે જોડવામાં આવેલા છે, અને જેને વિષે આ સભામાં વિવેચન થયેલું છે, તે ઠરાવો આ સભા મંજૂર રાખે છે, અને આજથી આ તાલુકાના સૌ ખેડૂતો તેમ જ હળપતિ ભાઈબહેનો વતી તેને અમલમાં મૂકવાનો નિર્ણય કરે છે.

આ સભા આ તાલુકાના સૌ ખેડૂતો તેમ જ હળપતિ ભાઈબહેનોને આગ્રહ કરે છે કે બન્ને પક્ષને હિતકારી એવા આ ઐતિહાસિક ઠરાવોનો અમલ કરવામાં હાર્દિક સાથ આપી તેઓ તાલુકાની કીર્તિ ઉજ્જવળ કરશે.

* * *

### હાળી પદ્ધતિને અંગે નીમવામાં આવેલ પંચનો ઠરાવ

સુરત જિલ્લામાં હાળી પદ્ધતિને નામે ચાલતી પ્રથાના સંબંધમાં અનુભવ પરથી જણાયું છે કે એ પ્રથા ખેડૂતો તેમ જ હળપતિઓ બન્નેને નૈતિક તેમ જ આર્થિક દૃષ્ટિએ નુકસાન કરનારી છે. વળી દેશમાં જે જાગૃતિ આવી છે અને

આપણે સ્વરાજ્યને માર્ગે જે ઝડપી કૂચ કરી રહ્યા છીએ તે જોતાં આપણા પ્રદેશમાં હાળી પદ્ધતિની અનિષ્ટ પ્રથા ચાલુ રહે એ આપણને શોભે એવું નથી.

તેથી એ પ્રથા નાબૂદ કરવી એમ આ પંચ ઠરાવ કરે છે.

અને ખેડૂતોનું હળપતિઓ પાસે જે લહેણું છે તે બાબતમાં તથા હવેથી હળપતિઓ છૂટા મજૂર તરીકે કયે ધોરણે કામ કરે તે બાબતમાં વિચાર કરીને અમે નીચેના ઠરાવો સર્વાનુમતિથી પસાર કરીએ છીએ:

## કલમ નં. ૧ ખેડૂતોના લહેણા વિષે

ખેડૂતોનું હળપતિ પાસે જે લહેણું છે તેનો નિકાલ નીચેના ધોરણે કરવો:—

૧. પોતાના લેણદાર ખેડૂતોને ત્યાં જે હળપતિએ બાર વર્ષ અથવા તેથી વધુ વખત કામ કર્યું હશે તે હળપતિ તે ખેડૂતના લેણામાંથી પૂરેપૂરો કરજ-મુક્ત થએલો ગણાશે.

૨. જે હળપતિ ૧૨ વર્ષથી ઓછો સમય લેણદાર ખેડૂતને ત્યાં હોય તેની પાસેના લેણાનો હિસાબ એક વર્ષના કામ બદલ લેણાના રકમનો બારમો ભાગ કપાત થઈ હળપતિને મજરે આપવામાં આવે એ ધોરણે કરવામા આવશે. દાખલા તરીકે કોઈ હળપતિનું દેવું રૂા. ૯૬) હોય અને તેણે પોતાના લેણદાર ખેડૂતને ત્યાં ૩ વર્ષ કામ કર્યું છે, તો ૧ વર્ષના રૂા ૮) પ્રમાણેની કપાત ગણીને ૩ વર્ષના રૂા. ૨૪) તેને મજરે આપવામાં આવશે, અને બાકી દેવું રૂા. ૭૨ રહેલું ગણાશે.

— લગ્ન જેવા ખાસ કામ માટે જો કોઈ રકમ વચગાળાના સમયમાં અપાઈ હશે તો તેની મુદત તે રકમ અપાઈ હશે ત્યારથી ગણાશે

## કલમ નં. ૨ લેણાનો આંકડો ઠરાવવા વિષે

હળપતિ પાસેના ખેડૂતના લેણાનો આંકડો તટસ્થ પંચ દ્વારા તપાસ કરાવી નક્કી કરવામાં આવશે.

## કલમ નં. ૩ રોકડ મજૂરીના દર વિષે

મજૂરીની અત્યાર સુધી ચાલતી રૂઢિ રદ કરી રોકડ મજૂરીની પ્રથા દાખલ કરવી એમ ઠરાવવામાં આવે છે. મજૂરીના દર પુરુષના રોજના સાડા ચાર આના અને સ્ત્રીના રોજના ત્રણ આના ઠરાવવામાં આવે છે.

## કલમ નં. ૪ કરજ વાળવા વિષે

કરજદાર હળપતિ પાસેથી તેનું કરજ ભરપાઈ થાય ત્યાં સુધી ખેડૂત તેની મજૂરીમાંથી રોજનો એક આનો કાપી લઈ તેને કરજ પેટે જમા આપશે.

આ એક આનો વાળવા સંબંધમાં સ્પષ્ટીકરણ કરવામાં આવે છે કે જો એ હળપતિ તેના લેણદાર નહીં એવા કોઈ પણ બીજા ખેડૂતને ત્યાં મજૂરીએ જાય તો મજૂરીએ રાખનાર ખેડૂત એક આનો કાપી લઈ મૂળ લેણદાર ખેડૂતને પહોંચાડશે.

કોઈ પણ હળપતિ જેને ૧૨ વર્ષમાં બાકી મુદત રહેતી હશે તે અગાઉ ઠરાવ્યા પ્રમાણે કરજ પૂરું થતાં સુધી એક આનાનું વળતર વાળતો રહેશે, પણ મુદતનાં ૧૨ વર્ષ પૂરાં થતાં તે કરજમુક્ત થયેલો ગણાશે, અને તે વખતે કરજની કંઈ પણ રકમ બાકી રહી જતી હશે તે તેને વાળવાની રહેશે નહીં.

## કલમ નં. ૫ અનાજ ખરીદવા વિષે

હળપતિને તેની મજૂરી નાણાંના રૂપમાં જ આપવાની છે. પરંતુ એને પોતાના ઉપયોગ માટે જોઈતું અનાજ ખેડૂત જો તેને બજાર ભાવે અને જાખીને આપશે તો તે ખેડૂત પાસેથી ખરીદશે.

## કલમ નં. ૬ વાર્ષિક પગાર વિષે

વાર્ષિક પગારથી હળપતિને રોકવો હોય તો તેનો વરસ દહાડાનો પગાર રૂા. ૮૦) અંકે એંશી ઠરાવવામાં આવે છે આવો જે હળપતિ કરજદાર હશે તેની પાસેથી લેણદાર ખેડૂત વર્ષના રૂા. ૧૫, તેના વાર્ષિક પગારમાંથી લઈ શકશે.

વાર્ષિક પગારથી રહેતા હાળીને દર મહિને બે દિવસ ચઢતે પગારે રજા આપવામાં આવશે.

## કલમ નં. ૭ મજૂરીના કલાકો વિષે

સાધારણ રીતે મજૂરોને આઠ કલાકથી વધુ રોકવામાં આવશે નહીં. પણ ખાસ સંજોગોમાં તેમને દશ કલાક સુધી કામે રોકી શકાશે.

કોઈ પણ સંજોગોમાં સ્ત્રી મજૂરને આઠ કલાકથી વધુ રોકી શકાશે નહીં.

## કલમ નં. ૮ અધૂરા રોજ વિષે

જે મજૂરને બપોરે બાર વાગ્યા પહેલા કામમાંથી છૂટો કરવામાં આવશે તેને અડધી મજૂરી આપવામાં આવશે. પણ ૧૨ વાગ્યા પછી કામે ચાલુ રાખવામાં આવલા મજૂરને છેક સાંજ સુધી નહીં રોક્યો હોય તો પણ આખા રોજની મજૂરી આપવામાં આવશે.

## કલમ નં. ૯ વાસીદાંપાણી વિષે

વાસીદાંપાણીની મજૂરી રોજના એક કલાકના કામનો મહિને એક રૂપિયો એ ધોરણે ઠરાવવામાં આવે છે.

## કલમ નં. ૧૦ ઘેર ખાવા વિષે

ઉપરના બધા દરો મજૂરો પોતાને ઘેર ખાઈને કામે જાય એ ધોરણે ઠરાવવામાં આવે છે.

## કલમ નં. ૧૧ ઊધડ મજૂરી વિષે

ઘાસકાપણી, કપાસવણણી તથા ખોદકામ વગેરેની ઊધડ મજૂરીનું હાલ જે ધોરણ ચાલુ છે તે જ ધોરણ ચાલુ રાખવામાં આવે છે.

## કલમ નં. ૧૨ ગોવાળિયા વિષે

ગોવાળિયાઓને માટે હાલ જે ધોરણ ચાલુ છે તે જ ધોરણ ચાલુ રાખવામાં આવે છે.

**હળપતિ પંચના સભ્યોની સહીઓ**

૧. કનયાલાલ નાનાભાઈ દેસાઈ
૨. નરહરિ દ્વારકાદાસ પરીખ
૩. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
૪. સન્મુખલાલ ગોરધનદાસ શાહ
૫. રામભાઈ હરિભાઈ, વાંકાનેર
૬. જેરામભાઈ વનમાળી, અંભેટી
૭. રધાભાઈ રણછોડજી, મોતા
૮ મોરારભાઈ ભગાભાઈ, હરિપુરા
૯. રણછોડજી જીવણજી, બાજીપુરા
૧૦. નારણજી નાથાભાઈ, વરાડ
૧૧. દુર્લભભાઈ ગલાલભાઈ, અંકોડી
૧૨. રણછોડજી માધવભાઈ, શિકેર
૧૩. ડાહ્યાભાઈ નાથાભાઈ, ભામૈયા
૧૪. છગનલાલ પુરુષોત્તમ, વડોલી
૧૫. જીવણજી રણછોડજી, સાંકરી
૧૬ અમથાભાઈ ડાહ્યાભાઈ, ઇસરોલી
૧૭ પરભુભાઈ મોરારજી, તરભણ
૧૮. મોરારજી પરભુભાઈ, રાયમ
૧૯. નારણભાઈ ગોકુળભાઈ, મોતા
૨૦. ડાહ્યાભાઈ છીતાભાઈ, નીઝર
૨૧. ફકીરભાઈ વસનજી, બાબલા

* * *

**ઠરાવ રજૂ કરનાર :**

શ્રી કલ્યાણજી વહાલજી પટેલ, શિકેર

**ટેકો આપનારાઓ :**

શ્રી બાવાભાઈ હરિભાઈ પટેલ, વાંકાનેર
,, રતનજી ભગાભાઈ પટેલ, આકવા
,, રણછોડજી જીવણજી પટેલ, બાજીપુરા

/

શ્રી વસનજી કાળાભાઈ નાયક, પૂણી
,, મોરારભાઈ કાળાભાઈ પટેલ, કંટાળી
,, ડાહ્યાભાઈ છીતાભાઈ પટેલ, નીઝર
,, જગાભાઈ પરભુભાઈ પટેલ, ભામૈયા
,, નાથુભાઈ જીવણભાઈ હળપતિ, ખોજ
,, ભગુભાઈ નંદલાલ હળપતિ, ઈન્મા
,, સોમાભાઈ શંકરભાઈ હળપતિ, મોતા
,, મોરારભાઈ કસનજી પટેલ, સ્યાદલા

## ઠરાવ નં. ૨

આ સભા ઠરાવ કરે છે કે હળપતિઓ તથા ખેડૂતો વચ્ચેના લેણાદેવાનો ઠરાવેલે ધોરણે આંકડો નક્કી કરવા તથા ઠરાવોનો અમલ કરવામાં કંઈ મતભેદ પડે તો તેનો નિકાલ કરવા દરેક ગામે બે ખેડૂતો તથા બે હળપતિઓનું પંચ નીમવું અને તે પંચ વચ્ચે જો કંઈ પણ મતભેદ પડે તો તેણે નીચેના ગૃહસ્થોના સરપંચ સમક્ષ પોતાની હકીકત રજૂ કરવી, અને એ સરપંચનો નિર્ણય છેવટનો ગણવો :—

### સરપંચનાં નામો

૧. શ્રી દુર્લભજી પરાગજી દેસાઈ
૨. શ્રી ડાહ્યાભાઈ લલ્લુભાઈ મહેતા
૩. શ્રી મોરારભાઈ કસનજી પટેલ
૪. શ્રી સન્મુખલાલ ગોરધનદાસ શાહ

### ઠરાવ રજૂ કરનાર :

શ્રી નારણજી વલ્લભભાઈ પટેલ, વરાડ

### ટેકો આપનારાઓ :

શ્રી મોરારભાઈ ભગાભાઈ પટેલ, હરિપુરા
,, ડાહ્યાભાઈ નાથાભાઈ પટેલ, ભામૈયા
,, અમથાભાઈ ડાહ્યાભાઈ પટેલ, ઇસરોલી
,, ભીખાભાઈ છનાભાઈ હળપતિ, વાંકાનેર
,, રણછોડભાઈ ઝીણાભાઈ હળપતિ, પૂણી
,, ગોવિંદભાઈ ઝીણાભાઈ હળપતિ, ગોજી

## પરિશિષ્ટ ૨
### હળપતિ મુક્તિદાન પર
# પૂં. ગાંધીજીના આશીર્વાદ

[ હળપતિઓની મુક્તિ ઉપર આશીર્વાદ વરસાવતાં પૂજ્ય મહાત્મા ગાંધીજીએ તા. ૨૯-૧-૧૯૩૯ની પરિષદમાં કરેલું પ્રવચન : ]

તમે આજે ઠરાવો પસાર કર્યાં છે તેને સારુ હું તમને ખેડૂત અને હળપતિ બન્નેને મુબારકબાદી આપું છું. તમે ઈશ્વરની હાજરીમાં પ્રતિજ્ઞા કરી છે, અને જે માણસ પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તેના શા હાલ થાય છે તેનો થોડોઘણો અનુભવ આપણે કરી ચૂકયા છીએ. મારી એવી ઉમેદ છે કે, આ ઠરાવોનું તમે સંપૂર્ણપણે પાલન કરશો.

ઘણી વખતે આવા ઠરાવો માણસો પોતાની મેળે નથી કરતા, પણ કાયદા દ્વારા તેનું પાલન થાય છે. અને કાયદો આવ્યો એટલે સજા પણ સાથે હોય જ. પણ આ તો તમે સ્વેચ્છાએ કર્યું છે ને સ્વીકાર્યું છે. જેને તમે દૂબળા કહેતા હતા તે હવેથી દૂબળા નથી, ને તેનું નામ પણ તમે હળપતિ એવું મીઠું શોધ્યું છે. એમના પર બંધન હતાં તે તૂટી ગયાં છે, એમના પર જે ગુલામી હતી તે ગુલામીમાંથી તેમને મુક્તિ આપવામાં આવી છે, એ કંઈ નાનુંસૂનું પગલું નથી.

પણ મારે તમને ખેડૂતોને કહેવું જોઈએ કે આ ઠરાવો વાંચી ગયા પછી મને લાગ્યું કે આ તાલુકાના ખેડૂતો બડા વેપારી છે. તમે ઠરાવ કર્યો છે કે, તમે પુરુષોને સાડા ચાર આના આપશો અને સ્ત્રીને ત્રણ આના. આ ઠરાવ વાંચીને મારા ઉપર બહુ ભારે છાપ પડી નથી. કારણ મારા તો એવા વિચાર છે કે, દરેક સ્ત્રી ને પુરુષ આઠ કલાક કામ

કરે તેને આઠ આના મજૂરી મળવી જ જોઈએ, અને ઈશ્વરની કૃપા હશે તો મારા જીવતાં એ વસ્તુ થવાની છે કે, જે કોઈ આઠ કલાક રેંટિયો કાંતે તેને આઠ આના મળશે. એ ભારે વસ્તુ લાગે છે પણ ખરું જોતાં એ એટલું બધું અઘરું નથી. મારા વિચારો આવા હોવાથી તમે સ્ત્રીઓને ત્રણ આના અને ભાઈઓને સાડા ચાર આના આપો એ મને કંઈ મોટી વાત લાગતી નથી. તેથી આ ઠરાવો તમે કર્યાં તે માટે તમને ધન્યવાદ તો આપ્યો, પણ આ તો તમે વેપાર કર્યો છે; જોકે તમે સુંદર વેપાર કર્યો છે અને સાચો વેપાર કર્યો છે, આબરૂનો વેપાર કર્યો છે અને એ તમને શોભે પણ છે.

પણ ખેડૂતોને મારી સલાહ છે કે આટલાથી તમે મલકાઈ ન જશો, એમ ન માની બેસશો કે પુરુષને સાડા ચાર આનાથી અને સ્ત્રીને ત્રણ આનાથી દોકડો પણ વધારે ન જ આપી શકાય. બારડોલીમાં જો ખેડૂત ખૂબ કમાય અને તે છતાં હળપતિ ભાઈઓને સાડા ચાર આના ને હળપતિ બહેનોને ત્રણ આનાથી વધારે નહીં આપે તો હું કહીશ કે ઠરાવોનું પૂરેપૂરું પાલન થયું નથી.

એક વસ્તુ હું અહીં આવ્યો ત્યારે એક ભાઈએ સંભળાવી કે, હળપતિઓ પાસે રેંટિયાનું કામ કરાવવાથી કદાચ ખેતી બરબાદ થઈ જશે. હું કબૂલ કરું છું કે ખેતીના ધંધામાં ઘણું વધારે કરવાનું છે. ખેડૂતો ખેતરમાં જાય છે એનો અર્થ એ નથી કે તેને ખેતી આવડે છે. ખેતીમાં બહુ સુધારાની જરૂર છે. તે સાથે એ વિષે પણ શંકા નથી કે ખેતી એકલી પૂરતી નથી. એમાંથી કંઈ બાર મહિના પૂરું કામ મળતું નથી. તેથી ખેડૂતના જીવનમાં રેંટિયાનું સ્થાન છે જ. તેથી જ તેને મેં અન્નપૂર્ણા કહ્યો છે. રેંટિયા વિષે વીસ વર્ષ પહેલાં જે સ્તુતિ હું કરતો હતો તે જ હજી આજે કરું છું. તે વખતે એ વિષે મારું અધૂરું જ્ઞાન હતું, આજે તો હું વધારે જ્ઞાન પામ્યો છું ને એમાં મારી શ્રદ્ધા અડગ રહી છે. બારડોલી તાલુકામાં હજી કંઈ બધા ખાદીમય થયા છે એમ નથી. હળપતિઓએ ઘર આગળ એ ઉદ્યોગ કરવો જોઈએ. તેમાં ખેડૂતોનો તેમને ટેકો હોવો જોઈએ. હળપતિ ભાઈઓ મારી વાત સમજી જશે તો તેમની કમાણી આખા દિવસની

ફક્ત સાડા ચાર આના નથી રહેવાની પણ એ જરૂર વધશે. ઠરાવમાં તો આઠ કલાક કામ કરવાનું છે ને આઠ કલાક કામ કર્યું હશે તેની પાસે થોડો ઘણો વખત તો રહેવાનો જ છે. એ વખતમાં રેંટિયો ચલાવાય તો મારી ખાતરી છે કે, તેમની કમાણી વધવાની છે. એટલે રેંટિયો તો મેં કહ્યું એ પ્રમાણે અન્નપૂર્ણા છે.

મેં આટલું કહ્યું તેનું તમે પાલન કરશો તો મને સંતોષ થવાનો છે ને બધાનું શુભ થવાનું છે.